મા. રણછોડલાલ છોટાલાલ ઈનામી ભાષણ. નં. ૧૭.

# બાળ મરણ.


ભાષણકર્તા

ર જોસેફ બેનજામીન બામનોલકર,

મ્યુનિસિપલ કૉન્સિલર,

અમદાવાદ.



છપાવી પ્રસિદ્ધ કરનાર

ાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી

હીરાલાલ ત્રીભોવનદાસ પારેખ, બી. એ.,

આસિ. સેક્રેટરી. અમદાવાદ.

સને ૧૯૧૭.

પ્રત. ૧૦૦૦. આવૃત્તિ ૧ લી.

અમદાવાદ.

પ્રજાબંધુ પ્રિન્ટીંગ વર્કસમાં ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે છાપ્યું,

ખાડીઆ,-જેઠાભાઇની પોળ.

કીમત દોઢ આનો.

# અનુક્રમણિકા.

# બાળ મરણ.

## પ્રસ્તાવના.

આ વિષયનું મહત્વ આપણા દેશમાં જેટલું આપણે સમજવું જોઇએ તેટલું હજુ સમજાયું નથી. સુધરેલા દેશોમાં આ વિષય ઉપર દરવર્ષે ચર્ચા થઇ તે પ્રમાણે ઉપાય લેવામાં આવે છે. દરવર્ષે જેટલા વધારે બાળકોનો જીવ બચે તેટલા આગળ જતાં આપણી ઉછરતી પ્રજામાં વૃદ્ધિ કરવાના; તેથી આ સાલ આ વિષય ઉપર ભાષણ અપાવવાનું ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ નક્કી કર્યું તે માટે તેને ધન્યવાદ ઘટે છે.

કોઇ પણ દેશની, શહેરની, ગામડાની અથવા કોમની તનદુરસ્તી જાણવી હોય તો તેનો ખ્યાલ બાળ મરણની સંખ્યા ઉપરથી તુરત આવી શકશે. જ્યાં બાળ મરણનું પ્રમાણ ઓછું ત્યાંની વસ્તી તનદુરસ્ત સમજવી ને જ્યાં તે વધારે હોય છે ત્યાંની હાલત ખરાબ સમજવી. આપણા દેશમાં બાળ મરણનું પ્રમાણ ભારે છે ને ખાસ કરીને મોટા શહેરોમાં તેનું પ્રમાણ ગામડાઓ કરતાં વિશેષ છે. આપણા શહેરનાંજ બાળ મરણના પ્રમાણ તરફ આપણે નજર કરીશું તો સ્થિતિ બહુ શોચનીય જણાશે. તેથી આ વિષય ઉપર લક્ષ આપવાની ખાસ જરૂર છે.

### જન્મ પ્રમાણ.

બાળ મરણનો વિચાર કરતાં પેહેલાં આપણે જન્મ પ્રમાણનો વિચાર કરવાની જરૂર છે. આ નીચે ઇંગ્લાંડના કેટલાક દેશોનું જન્મ પ્રમાણ હિંદુસ્તાનનાં જન્મ પ્રમાણ સાથે સરખામણી માટે આપ્યું છે.

### જન્મ પ્રમાણ.

| દેશનું નામ. | સાલ. | જન્મ પ્રમાણ. | સાલ. | જન્મ પ્રમાણ. |
|---|---|---|---|---|
| ઇંગ્લાંડ ને વેલ્સ | ૧૮૭૬ | ૩૬·૩ | ૧૯૧૩ | ૨૩·૯ |
| સ્કોટલેંડ | ... | ... | ૧૯૧૨ | ૨૫·૯૦ |

| | | | | |
|---|---|---|---|---|
| જર્મની | ૧૮૮૬–૯૦ | ૩૬.૫ | ૧૯૧૨ | ૨૮.૩ |
| ફ્રાન્સ | ૧૮૮૬–૯૦ | ૨૩.૧ | ૧૯૧૩ | ૧૯ |
| ઇટાલી | ૧૮૮૬–૯૦ | ૩૭.૫ | ૧૯૧૨ | ૩૨.૪ |
| ડેનમાર્ક | ૧૮૮૬–૯૦ | ૩૧.૪ | ૧૯૧૩ | ૨૫.૬ |
| નોર્વે | ૧૮૮૬–૯૦ | ૩૦.૮ | ૧૯૧૩ | ૨૫.૨ |
| સ્વીડન | ૧૮૮૬–૯૦ | ૨૮.૮ | ૧૯૧૩ | ૨૩.૧ |
| રોમાનીઆ | ૧૮૮૬–૯૦ | ૪૦.૯ | ૧૯૧૩ | ૪૨.૧ |
| હિંદુસ્તાન | ... | ... | ૧૯૧૩ | ૩૯.૩૭ |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે રોમાનીઆ બાદ કરતાં હિંદુસ્થાનનું જન્મ પ્રમાણુ વધારે છે. તેનું કારણુ હિંદુસ્તાનમાં લગ્ન જલદી થાય છે તે એક છે ને બીજું કારણુ ગરીબાઇ છે. ઉપરના કોઠા ઉપરથી બીજી એક હકીકત જણાઇ આવે છે. તે એ કે યુરોપના ઘણાખરા દેશોમાં જન્મનું પ્રમાણુ ઘટતું જાય છે. તેનું મુખ્ય કારણુ એ છે કે દહાડે દહાડે ત્યાં લગ્નની સંખ્યા ઓછી થતી જાય છે. ખાસ કરીને ફ્રાન્સ દેશ તરફ આપણે નજર કરીશું તો ત્યાં આ કારણુના લીધે જન્મ પ્રમાણુ સૌથી ઓછું છે. કેમકે ત્યાંના ઘણા સ્ત્રી પુરૂષો લગ્નની પવિત્ર ગાંઠથી બંધાતા નથી.

આ નીચેના કોઠા ઉપરથી હિંદુસ્તાનમાં પ્રાંત વાર જન્મ પ્રમાણુ સને ૧૯૧૩–૧૪ ની સાલમાં કેવું હતું તે જણાઇ આવશે.

| પ્રાન્તનું નામ. | વસ્તીના દર હજાર માણસે જન્મ પ્રમાણુ. |
|---|---|
| મધ્ય પ્રાન્ત ને બીરાર... ... ... ... | ૪૯.૨૬ |
| સંયુક્ત પ્રાન્ત... ... ... ... ... | ૪૭.૬૯ |
| પંજાબ... ... ... ... ... ... | ૪૫.૬૭ |
| બિહાર ને ઓરીસા ... ... ... ... | ૪૨.૧૦ |
| દિલ્હી... ... ... ... ... ... | ૪૪.૮૪ |
| અજમેર મેરવાડા... ... ... ... ... | ૪૩.૧૯ |

| | |
|---|---|
| વાયવ્ય સરહદનો પ્રાન્ત.... ... ... ... | ૩૬·૨ |
| મુંબઈ... ... ... ... ... ... | ૩૪·૯૬ |
| બંગાલ... ... ... ... ... ... | ૩૩·૭૫ |
| આસામ... ... ... ... ... ... | ૩૩·૦૬ |
| બરમા... ... ... ... ... ... | ૩૨·૬૧ |
| મદ્રાસ... ... ... ... ... ... | ૩૨·૨ |
| કુર્ગ... ... ... ... ... ... | ૨૫·૮૮ |

ઉપરના કોઠા ઉપરથી જણાય છે કે મધ્ય પ્રાન્તમાં જન્મનું પ્રમાણુ સહુથી વધારે છે ને કુર્ગમાં તે સૌથી ઓછું છે.

આ નીચે કોઠો આપ્યો છે તે ઉપરથી હિંદુસ્થાનના દરેક પ્રાંતમાં સને ૧૯૧૩ માં સૌથી વધારે ને સૌથી ઓછું જન્મ પ્રમાણુ કેટલું હતું તે જણાઇ આવશે.

| પ્રાન્તનું નામ. | સૌથી વધારે દર હજાર માણસે. | સૌથી ઓછું દર હજાર માણસે. |
|---|---|---|
| બંગાલ | ૪૧·૬૪ | ૨૦·૫૧ |
| મદ્રાસ | ૩૮·૭૦ | ૨૫·૪૦ |
| મુંબઇ | ૪૯·૮૧ | ૧૭·૩૮ |
| સંયુક્ત પ્રાંત | ૫૮·૨૧ | ૨૮·૧૯ |
| બિહાર ને ઓરીસા | ૪૮·૧૬ | ૩૪·૬૫ |
| પંજાબ | ૫૩·૫ | ૨૧·૯ |
| દિલ્હી | ૪૭·૧૨ | ૧૯·૩૩ |
| બરમા | ૪૧·૧૭ | ૧૮·૮૭ |
| મધ્ય પ્રાન્ત | ૫૫·૩૧ | ૪૩·૨૩ |
| આસામ | ૪૦·૧૭ | ૨૯·૨૩ |
| વાયવ્ય સરહદનો પ્રાન્ત | ૩૯·૮ | ૩૩·૮ |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે સંયુક્ત પ્રાન્તમાં જન્મ પ્રમાણ બીજા સર્વ ભાગો કરતાં વધારે છે ને સૌથી ઓછું જન્મ પ્રમાણ મુંબઇ ઇલાકામાં છે.

આ નીચેના કોઠા ઉપરથી છોડીઓનું જન્મ પ્રમાણ બતાવેલા દેશોમાં દર હજાર છોકરાંએ નીચે મુજબ છે.

| દેશનું નામ. | દર હજાર છોકરાંએ છોડીઓનું પ્રમાણ. |
|---|---|
| ઉત્તર નૈગેરીયા... ... ... ... | ૧૬૯૩ |
| પોર્ટુગલ ... ... ... ... ... | ૧૦૯૩ |
| ઇંગ્લાંડ ને વેલ્સ... ... ... ... | ૧૦૬૮ |
| બેલજીઅમ ... ... ... ... | ૧૦૧૩ |
| આયરલાંડ... ... ... ... ... | ૧૦૦૩ |
| હિંદુસ્થાન... ... ... ... ... | ૯૫૩ |
| ફાકલાંડ ટાપુ ... ... ... ... | ૩૮૨ |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે જ્યારે યુરોપના કેટલાક દેશોમાં છોકરાઓ કરતાં છોડીઓ વધારે પ્રમાણમાં જન્મે છે ત્યારે હિંદુસ્તાનમાં છોડીઓ ઓછા પ્રમાણમાં જન્મે છે.

આ નીચે કોઠો આપ્યો છે તે ઉપરથી સને ૧૯૧૩ માં હિંદુસ્તાનમાં દરેક પ્રાન્તમાં દર હજાર છોડીએ કેટલા છોકરાનું જન્મ પ્રમાણ આવે છે તે જણાઈ આવશે.

| પ્રાન્તનું નામ. | દર હજાર છોડીએ છોકરાઓનું જન્મ પ્રમાણ. |
|---|---|
| બંગાલ ... ... ... ... ... | ૧૦૬ |
| મદ્રાસ ... ... ... ... ... | ૧૦૪·૫ |
| મુંબઇ ... ... ... ... ... | ૧૦૮·૧૫ |

| | |
|---|---|
| સંયુક્ત પ્રાન્ત ... ... ... ... | ૧૦૮·૧૬ |
| બિહાર ને ઓરીસા ... ... ... ... | ૧૦૪ |
| પંજાબ ... ... ... ... ... | ૧૦૯·૭ |
| દિલ્હી ... ... ... ... ... | ૧૦૬·૪૮ |
| બરમા ... ... ... ... ... | ૧૦૬ |
| મધ્ય પ્રાન્ત... ... ... ... ... | ૧૦૪·૭૯ |
| આસામ ... ... ... ... ... | ૧૦૭ |
| વાયવ્ય સરહદનો પ્રાન્ત ... ... ... | ૧૨૬·૫ |
| અજમીર મેરવાડા ... ... ... ... | ૧૧૦·૫૦ |
| કુર્ગ ... ... ... ... ... | ૧૦૦·૮૪ |

ઉપરના કોઠા ઉપરથી જણાય છે કે વાયવ્ય સરહદના પ્રાન્તમાં છોકરાઓનું જન્મ પ્રમાણ વધારે છે.

આ નીચે કોઠો આપ્યો છે તે ઉપરથી બ્રિટીશ ઇંડિયામાં સને ૧૮૮૫–૮૬ માં ને સને ૧૯૧૩–૧૪ માં એકંદર કેટલા જન્મ થયા તે જણાઇ આવશે.

| વર્ગ. | સને ૧૮૮૫–૮૬ | સને ૧૯૧૩–૧૪ |
|---|---|---|
| છોકરા | ૨૪૯૭૦૬૭ | ૪૬૪૬૯૯૮ |
| છોડીઓ | ૨૨૫૮૯૮૧ | ૪૫૩૬૨૨૦ |
| સરવાળો | ૪૭૫૬૦૪૮ | ૯૩૮૩૨૧૮ |
| દર હજાર માણસે જન્મ પ્રમાણ. | ૩૬·૭૪ | ૩૯·૩૭ |

ઉપરના કોઠા ઉપરથી જન્મ પ્રમાણ ગયા ત્રીસ વર્ષમાં વધ્યું છે એમ જણાય છે. પણ મને તો એમ લાગે છે કે પેહેલા કરતાં હવે જન્મની નોંધ વધારે નિયમિત થાય છે તે એક કારણ હોવું જોઇએ.

આ નીચે કોઠો આપ્યો છે તે ઉપરથી ગુજરાતમાં દરેક જીલ્લાવાર જન્મ પ્રમાણ સને ૧૯૧૪ ની સાલમાં કેટલું હતુ તે જણાય આવશે.

| જીલ્લો. | સને ૧૯૧૪ માં વસ્તીના દર હજારે જન્મ પ્રમાણ. | પાંચ વરસની સંરેરાસ. |
|---|---|---|
| સુરત | ૩૬.૬૯ | ૩૭.૪૫ |
| ભરૂચ | ૪૪.૩૯ | ૪૬.૧૮ |
| ખેડા | ૪૨.૫૬ | ૪૩.૨૩ |
| પંચમહાલ | ૫૦.૦૭ | ૪૩.૯૨ |
| અમદાવાદ | ૪૨.૩૪ | ૩૭ |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે અમદાવાદ જીલ્લામાં પાંચ વરસનું જન્મ પ્રમાણુ ગુજસતમાં સૌથી ઓછું હતું.

આ નીચે જે કોઠાઓ આપ્યા છે તે ઉપરથી આપણા શહેરમાં જન્મ પ્રમાણ કેવું છે તે જણાઇ આવશે.

સને ૧૮૮૨-૮૩ થી ૧૮૯૧-૯૨ માં જન્મની સંખ્યા ને પ્રમાણ.

| સાલ. | એકંદર જન્મ | વસ્તીના દર હજારે જન્મનું પ્રમાણ. |
|---|---|---|
| ૧૮૮૨-૮૩ | ૫૨૭૯ | ૪૧.૫ |
| ૧૮૮૩-૮૪ | ૫૨૫૭ | ૪૧.૩ |
| ૧૮૮૪-૮૫ | ૫૨૦૩ | ૪૦.૯ |
| ૧૮૮૫-૮૬ | ૪૭૫૭ | ૩૭.૩ |
| ૧૮૮૬-૮૭ | ૪૯૬૨ | ૩૯.૦૬ |
| ૧૮૮૭-૮૮ | ૪૬૩૨ | ૩૬.૪૦ |
| ૧૮૮૮-૮૯ | ૪૧૮૫ | ૩૨.૮ |
| ૧૮૮૯-૯૦ | ૪૬૦૧ | ૩૬.૧ |

| | | |
|---|---|---|
| ૧૮૯૦-૯૧ | ૪૪૩૬ | ૩૪·૮ |
| ૧૮૯૧-૯૨ | ૪૮૧૩ | ૩૭·૮ |
| એકંદર | ૪૮૧૨૫ | |
| સરેરાસ | ૪૮૧૨ | ૩૭·૮ |

આ નીચે જે કોઠો આપેલો છે તે ઉપરથી સને ૧૮૯૨-૯૩ થી સને ૧૯૦૧-૨ સુધી આપણા શહેરમાં દર વર્ષે જન્મ કેટલાં થયાં ને તેનું વસ્તીના દર હજાર માણસે પ્રમાણ કેટલું હતું તે જણાઇ આવશે.

| વર્ષ. | જન્મની સંખ્યા. | વસ્તીના દર હજારે જન્મ પ્રમાણ. |
|---|---|---|
| ૧૮૯૨-૯૩ | ૩૫૯૯ | ૨૭·૨૨ |
| ૧૮૯૩-૯૪ | ૩૯૩૨ | ૨૭·૬૮ |
| ૧૮૯૪-૯૫ | ૩૭૬૯ | ૨૬·૦૯ |
| ૧૮૯૫-૯૬ | ૪૧૩૪ | ૨૮·૬૨ |
| ૧૮૯૬-૯૭ | ૪૦૮૪ | ૨૮·૨૭ |
| ૧૮૯૭-૯૮ | ૪૪૧૨ | ૩૦·૫૪ |
| ૧૮૯૮-૯૯ | ૪૯૦૫ | ૩૩·૯૬ |
| ૧૮૯૯-૧૯૦૦ | ૫૩૦૦ | ૩૬·૬૯ |
| ૧૯૦૦-૦૧ | ૩૦૮૮ | ૧૭·૦૮ |
| ૧૯૦૧-૦૨ | ૩૯૭૫ | ૨૨·૦૧ |
| એકંદર | ૪૧૫૯૬ | ... |
| સરેરાસ | ૪૧૫૯ | ૨૭·૦૮ |

આ નીચે કોઠો આપ્યો છે તે ઉપરથી સને ૧૯૦૨-૩ થી ૧૯૧૧-૧૨ સુધીમાં દર વર્ષે આ શહેરમાં કેટલા બાળકો જન્મ્યા ને તેનું વસ્તીના દર હજાર માણસે પ્રમાણ કેટલું હતું તે જણાઈ આવશે.

| સાલ. | જન્મની સંખ્યા. | વસ્તીના દર હજાર માણુસે જન્મ પ્રમાણુ. |
|---|---|---|
| ૧૯૦૨–૩ | ૪૨૬૪ | ૨૩·૬૦ |
| ૧૯૦૩–૪ | ૩૬૮૪ | ૨૦·૩૯ |
| ૧૯૦૪–૫ | ૪૨૧૨ | ૨૩·૩૬ |
| ૧૯૦૫–૬ | ૩૫૫૦ | ૧૯·૬૪ |
| ૧૯૦૬–૭ | ૩૦૬૦ | ૧૬·૯૩ |
| ૧૯૦૭–૮ | ૩૦૩૭ | ૧૬·૮૦ |
| ૧૯૦૮–૯ | ૩૭૩૮ | ૨૦·૬૮ |
| ૧૯૦૯–૧૦ | ૪૦૬૧ | ૨૧·૯૨ |
| ૧૯૧૦–૧૧ | ૪૧૮૮ | ૨૩·૧૮ |
| ૧૯૧૧–૧૨ | ૪૮૬૬ | ૨૨·૭૬ |
| એકંદર | ૩૮૬૬૦ | ... |
| સરેરાસ | ૩૮૬૬ | ૨૦·૮ |

આ નીચે સને ૧૯૧૨–૧૩ થી ૧૯૧૫–૧૬ સુધીમાં આ શહેરમાં જે જન્મ નોંધવામાં આવ્યા તે તથા તેનું જન્મ પ્રમાણુ આપવામાં આવ્યું છે.

| સાલ | જન્મની સંખ્યા | વસ્તીના દર હજારે જન્મ પ્રમાણુ |
|---|---|---|
| ૧૯૧૨–૧૩ | ૪૮૭૬ | ૨૧·૨ |
| ૧૯૧૩–૧૪ | ૭૪૫૩ | ૩૩·૦૪ |
| ૧૯૧૪–૧૫ | ૯૪૩૩ | ૩૩·૩૭ |
| ૧૯૧૫–૧૬ | ૭૫૨૭ | ૪૧·૮૨ |

ગયા ત્રણુ સાલથી જન્મ પ્રમાણુ વધુ જણાય છે તેનું કારણુ હવે જન્મો પેહેલા કરતાં વધારે નિયમિત નોંધાય છે તે છે.

આ નીચે જે કોઠો આપ્યો છે તે ઉપરથી સને ૧૯૦૧–૨ થી ૧૯૧૫–૧૬ સુધી દર વર્ષે આપણા શહેરમાં મુવેલાં બાળકો કેટલાં જન્મયાં તે જણાઇ આવશે.

| સન | મુવેલાં જન્મેલા બાળકોની સંખ્યા. |
|---|---|
| ૧૯૦૧–૨... ... ... ... ... | ૫૪૧ |
| ૧૯૦૨–૩... ... ... ... ... | ૬૨૮ |
| ૧૯૦૩–૪... ... ... ... ... | ૫૦૮ |
| ૧૯૦૪–૫... ... ... ... ... | ૫૯૮ |
| ૧૯૦૫–૬... ... ... ... ... | ૪૨૨ |
| ૧૯૦૬–૭... ... ... ... ... | ૩૫૪ |
| ૧૯૦૭–૮... ... ... ... ... | ૨૯૭ |
| ૧૯૦૮–૯... ... ... ... ... | ૧૫૬ |
| ૧૯૦૯–૧૦... ... ... ... ... | ૧૩૫ |
| ૧૯૧૦–૧૧... ... ... ... ... | ૭૫ |
| ૧૯૧૧–૨૨... ... ... ... ... | ૫૨ |
| ૧૯૧૨–૧૩... ... ... ... ... | ૬૩ |
| ૧૯૧૩–૧૪... ... ... ... ... | ૫૩ |
| ૧૯૧૪–૧૫... ... ... ... ... | ૧૧૨ |
| ૧૯૧૫–૧૬... ... ... ... ... | ૨૩૪ |

આ નીચે જે કોઠો આપ્યો છે તે ઉપરથી આપણા શહેરમાં સને ૧૮૮૫–૮૬ થી ૧૯૧૦–૧૧ સુધી જીલ્લાવાર જન્મ કેટલાં થયાં ને તેનું પ્રમાણ કેટલું હતું તે જણાઇ આવશે.

| જીલ્લો. | ૧૮૮૫–૮૬ થી ૧૮૯૧–૯૨. | | ૧૮૯૨–૯૩ થી ૧૯૦૦–૦૧. | | ૧૯૦૧–૦૨ થી ૧૯૧૦–૧૧. | |
|---|---|---|---|---|---|---|
| | જન્મ. | વસ્તીના દર હજાર માણસે પ્રમાણ. | જન્મ. | વસ્તીના દર હજારે જન્મ પ્રમાણ. | જન્મ. | વસ્તીના દર હજારે જન્મ પ્રમાણ. |
| ખાડીઆ | ૮૩૦ | ૩૬·૪ | ૬૯૩ | ૨૯·૫ | ૬૧૯ | ૨૨·૦ |
| કાળુપુર | ૯૪૪ | ૩૬·૯ | ૯૧૨ | ૨૬·૪ | ૭૯૩ | ૨૧·૫ |
| દરીયાપુર | ૭૨૨ | ૩૮·૫ | ૬૯૮ | ૩૪·૮ | ૫૭૯ | ૨૪·૬ |
| શાહપુર | ૬૭૭ | ૩૮·૪ | ૬૬૪ | ૩૩·૭ | ૫૭૧ | ૨૭·૨ |
| જમાલપુર | ૭૨૮ | ૪૦·૨ | ૬૧૩ | ૨૯·૨ | ૫૩૦ | ૨૨·૦ |
| રાયખડ | ૩૮૨ | ૩૦·૩ | ૨૭૫ | ૨૫·૮ | ૨૩૩ | ૨૦·૯ |
| સરસપુર | ૧૯૪ | ૩૬·૩ | ૨૦૧ | ૩૬·૦ | ૧૮૧ | ૨૬·૪ |
| પુરા | ૧૪૬ | ૨૩·૩ | ૮૮ | ૬·૦ | ૨૮૬ | ૧૧·૯ |
| સરેરાસ | ... | ૩૬·૪ | ... | ૨૭·૬ | ... | ૨૧·૯ |

આ નીચે કોઠો આપ્યો છે તે ઉપરથી ૧૮૯૨–૯૩ થી ૧૯૦૦–૧ સુધીના તથા સને ૧૯૦૧–૨ થી સને ૧૯૧૨–૧૩ સુધીના સરેરાસ માસવાર જન્મ આપણા શહેરમાં કેટલા થયાં તે તથા સન ૧૯૧૨–૧૩ ના માસવાર જન્મ માલુમ પડશે.

| મહિનો. | ૧૮૯૨–૯૩ થી ૧૯૦૦–૧. | ૧૯૦૧–૨ થી ૧૯૧૨–૧૩. | ૧૯૧૨–૧૩. |
|---|---|---|---|
| એપ્રિલ | ૨૯૬ | ૨૫૦ | ૩૪૦ |
| મે | ૨૯૬ | ૨૫૨ | ૩૨૮ |
| જુન | ૩૨૪ | ૨૬૩ | ૩૨૮ |
| જુલાઇ | ૩૬૬ | ૩૩૩ | ૪૩૦ |
| ઓગસ્ટ | ૪૦૬ | ૩૯૨ | ૫૪૧ |
| સપ્ટેમ્બર | ૩૯૮ | ૩૯૮ | ૪૯૦ |
| ઓક્ટોબર | ૩૯૪ | ૪૦૩ | ૫૦૨ |

| | | | |
|---|---|---|---|
| નવેમ્બર | ૩૭૧ | ૩૫૨ | ૪૯૭ |
| ડિસેમ્બર | ૩૯૭ | ૩૫૨ | ૪૦૧ |
| જાન્યુઆરી | ૩૩૯ | ૩૨૦ | ૩૭૩ |
| ફેબ્રુઆરી | ૩૦૫ | ૨૬૭ | ૨૯૩ |
| માર્ચ | ૩૩૩ | ૨૯૨ | ૩૫૩ |
| એકંદર | ૪૨૦૩ | ૩૯૧૯ | ૪૮૭૬ |
| માસિક સરેરાસ | ૩૫૦ | ૩૨૬ | ૪૦૬ |

ઉપરના પત્રક ઉપરથી જણાશે કે ઓગસ્ટ, સપ્ટેમ્બર, ઓકટોબર ને નેવેમ્બર માસમાં જન્મ વધારે થાય છે.

## મરણ પ્રમાણ.

બાળ મરણના આંકડાં જણાવતાં પહેલાં જુદા જુદા દેશોમાં એકંદર મરણ પ્રમાણ કેવું છે તે જાણવું જરૂરનું છે. કેમકે તે ઉપરથી કુલ મરણો-એ બાળ મરણનું પ્રમાણ કેટલું છે તે સહેલાઇથી જણાઇ આવશે.

સને ૧૯૧૨ ની સાલમાં યુરોપના દેશોમાં મરણ પ્રમાણ કેવું હતું તે આ નીચેના કોઠા ઉપરથી જણાઈ આવશે.

| દેશનું નામ. | વસ્તીના દર હજાર માણસે કુલ મરણ પ્રમાણ. |
|---|---|
| ઇંગ્લાંડ ને વેલ્સ (૧૯૧૩) ... ... ... | ૧૩·૭ |
| સ્કોટલંડ ... ... ... ... ... | ૧૫·૨૬ |
| આયરલંડ ... ... ... ... ... | ૧૬·૫ |
| હંગરી ... ... ... ... ... | ૨૩·૩ |
| રોમેનીયા ... ... ... ... ... | ૨૨·૫ |
| સ્પેન ... ... ... ... ... | ૨૧·૮ |
| સરબીયા ... ... ... ... ... | ૨૧·૧ |

| | |
|---|---|
| ઓસ્ટ્રીયા | ૨૦·૫ |
| ઇટલી | ૧૮·૫ |
| ફ્રાન્સ | ૧૭·૫ |
| ફીનલંડ | ૧૬·૩ |
| પ્રશીયા | ૧૫·૫ |
| સ્વીડન | ૧૪·૨ |
| નાર્વે | ૧૩·૫ |
| ડેનમાર્ક | ૧૩·૦ |
| હોલંડ | ૧૨·૩ |
| બ્રિટિશ હિંદુસ્તાન | ૨૯·૭૧ |

ઉપરના કોઠા ઉપરથી જણાશે કે હિંદુસ્તાનનું મરણ પ્રમાણ યુરોપના ઉપર બતાવેલા દેશો કરતાં વધારે છે.

હવે હિંદુસ્તાનમાં સને ૧૯૧૩ માં પ્રાન્તવાર મરણ પ્રમાણ કેવું હતું તે આ નીચેના કોઠા ઉપરથી જણાઇ આવશે.

| પ્રાન્ત. | દ હજાર માણસે મરણ પ્રમાણ. |
|---|---|
| દિલ્હી | ૩૯·૯૯ |
| સંયુક્ત પ્રાન્ત | ૩૪·૮૪ |
| કુર્ગ | ૩૩·૪૮ |
| મધ્ય પ્રાન્ત ને બીરાર | ૩૦·૨૮ |
| પંજાબ | ૩૦·૨ |
| બંગાલ | ૨૯·૩૮ |
| બિહાર ને ઓરીસા | ૨૯·૧૪ |
| આસામ | ૨૭·૬૬ |
| મુંબઇ | ૨૬·૬૩ |

| | |
|---|---|
| અજમેર મેરવાડા ... ... ... ... | ૨૫·૮૩ |
| બરમા ... ... ... ... ... | ૨૪·૭૯ |
| વાયવ્ય સરહદનો પ્રાન્ત ... ... ... | ૨૪·૭ |
| મદ્રાસ ... ... ... ... ... | ૨૧·૪ |

ઉપરના કોઠા ઉપરથી જણાય છે કે દિલ્હી પ્રાન્તમાં મરણનું પ્રમાણ સૌથી વધારે છે ને મદ્રાસમાં સૌથી ઓછું છે.

હવે આપણા શહેરમાં મરણ પ્રમાણ કેવું છે તેના આંકડા આપ્યા છે.

સને ૧૮૮૨-૮૩ થી ૧૮૯૧-૯૨ સુધી અમદાવાદ શહેરના કુલ મરણના આંકડા.

| સાલ | લ મરણ | વસ્તીના દર હજાર માણસે મરણ પ્રમાણ |
|---|---|---|
| ૧૮૮૨-૮૩ | ૫૧૨૫ | ૪૦·૨ |
| ૧૮૮૩-૮૪ | ૫૩૬૬ | ૪૨·૧ |
| ૧૮૮૪-૮૫ | ૬૧૦૫ | ૪૭·૯ |
| ૧૮૮૫-૮૬ | ૬૩૫૮ | ૪૯.૯ |
| ૧૮૮૬-૮૭ | ૪૪૯૭ | ૩૫·૩ |
| ૧૮૮૭-૮૮ | ૪૭૧૯ | ૩૭·૦૯ |
| ૧૮૮૮-૮૯ | ૬૮૦૪ | ૫૩·૪ |
| ૧૮૮૯-૯૦ | ૭૧૪૦ | ૫૬·૧ |
| ૧૮૯૦-૯૧ | ૫૨૧૭ | ૪૧·૦૧ |
| ૧૮૯૧-૯૨ | ૫૬૪૩ | ૪૪·૩ |
| કુલ | ૫૬૯૭૪ | ... |
| સરેરાસ | ૫૬૯૭ | ૪૪·૮ |

સને ૧૮૯૨-૯૩ થી ૧૯૦૦-૦૧ સુધી અમદાવાદ શહેરના મરણોના આંકડા.

| સાલ. | કુલ મરણ. | વસ્તીના દર હજારે મરણ પ્રમાણ. | શેરા. |
|---|---|---|---|
| ૧૮૯૨–૯૩ | ૭૯૯૬ | ૫૫·૩૫ | |
| ૧૮૯૩-૯૪ | ૫૯૦૨ | ૪૦·૮૬ | |
| ૧૮૯૪–૯૫ | ૬૬૨૦ | ૪૫.૮૩ | |
| ૧૮૯૫–૯૬ | ૫૫૮૭ | ૩૮.૬૮ | |
| ૧૮૯૬–૯૭ | ૬૩૯૨ | ૪૪·૨૫ | |
| ૧૮૯૭–૯૮ | ૬૯૧૦ | ૪૭·૮૩ | |
| ૧૮૯૮–૯૯ | ૬૨૯૭ | ૪૩·૫૯ | |
| ૧૮૯૯–૧૯૦૦ | ૧૧૩૪૬ | ૭૮·૫૪ | } દુકાળ. |
| ૧૯૦૦–૦૧ | ૨૫૪૭૪ | ૧૪૦·૯૯ | |
| એકંદર | ૮૨૫૨૪ | ... | ... |
| સરેરાસ | ૯૧૬૯ | ૫૯·૫૫ | ... |

સને ૧૯૦૧–૨ થી ૧૯૧૨–૧૩ સુધી અમદાવાદ શહેરના વર્ષ વાર મરણના આંકડા.

| વર્ષ. | કુલ મરણ. | વસ્તીના દર હજારે મરણ પ્રમાણ. | શેરા. |
|---|---|---|---|
| ૧૯૦૧—૨ | ૧૦૦૫૧ | ૫૫·૬૩ | |
| ૧૯૦૨—૩ | ૧૨૨૯૦ | ૬૮·૦૨ | |
| ૧૯૦૩—૪ | ૧૦૨૩૬ | ૫૬·૭૫ | |
| ૧૯૦૪—૫ | ૧૦૭૩૦ | ૫૯·૩૮ | |
| ૧૯૦૫—૬ | ૧૦૦૪૦ | ૫૫·૫૭ | |
| ૧૯૦૬—૭ | ૧૦૨૬૯ | ૫૬·૮૩ | |
| ૧૯૦૭—૮ | ૧૦૮૨૦ | ૫૯·૩૮ | |
| ૧૯૦૮—૯ | ૮૫૦૩ | ૪૭·૦૬ | |
| ૧૯૦૯–૧૦ | ૧૦૦૯૬ | ૫૫·૩૨ | |

| | | | |
|---|---|---|---|
| ૧૯૧૦-૧૧ | ૮૯૨૭ | ૪૯.૪૦ | } ૧૯૧૧ ના વસ્તી-પત્રક પ્રમાણે. |
| ૧૯૧૧-૧૨ | ૯૭૦૦ | ૪૫.૩૮ | |
| ૧૯૧૨-૧૩ | ૧૨૮૧૮ | ૫૬.૮૩ | |
| કુલ. | ૧૨૪૨૮૦ | ... | |
| સરેરાસ. | ૧૦૩૫૮ | ૫૫.૪ | |

સને ૧૯૧૩-૧૪ થી ૧૯૧૫-૧૬ સુધીમાં અમદાવાદ શહેરના કુલ મરણના આંકડા નીચે મુજબ છે.

| સાલ. | કુલ મરણ. | વસ્તીના દર હજારે મરણ પ્રમાણ. |
|---|---|---|
| ૧૯૧૩-૧૪ | ૮૬૧૨ | ૩૮.૧૮ |
| ૧૯૧૪-૧૫ | ૮૮૪૭ | ૩૯.૨૨ |
| ૧૯૧૫-૧૬ | ૧૧૦૦૭ | ૪૮.૮૦ |

## બાળ મરણના આંકડા.

હવે આપણે બાળમરણના આંકડા જોઇએ.

આ નીચે યુરોપના કેટલાક દેશોમાં સને ૧૯૦૭ માં બાળ મરણનું દર હજાર જન્મે કેટલું પ્રમાણ હતુ તેના આંકડા આપ્યા છે.

| દેશનું નામ | દર હજાર જન્મે એક વર્ષની અંદરના બાળકોનું મરણ પ્રમાણ. |
|---|---|
| ઇંગ્લાંડ ... ... ... ... ... | ૧૧૮ |
| પ્રશીયા ... ... ... ... ... | ૧૬૮ |
| ઇટાલી ... ... ... ... ... | ૧૫૫ |
| જાપાન ... ... ... ... ... | ૧૫૧ |
| બેલજીઅમ ... ... ... ... ... | ૧૩૨ |
| સ્કોટલેંડ ... ... ... ... ... | ૧૧૦ |

| | |
|---|---|
| નોર્વે ... ... ... ... ... ... | ૬૭ |
| સ્વીડન ... ... ... ... ... | ૭૭ |
| હિંદુસ્તાન ( ૧૯૧૨ ) ... ... ... ... | ૨૦૯ |

આ નીચે યુરોપના કેટલાક મોટા શહેરોમાં સને ૧૯૧૦ માં બાળ મરણનું પ્રમાણ કેટલું હતું તે આપ્યું છે.

| શહેરનું નામ. | દર સો જન્મે એક વર્ષની અંદરના બાળકોનું મરણ પ્રમાણ. |
|---|---|
| પેટ્રોગ્રેડ ... ... ... ... ... | ૧૭·૦ |
| બર્લીન ... ... ... ... ... | ૧૫·૩૩ |
| ગ્લાસગો ... ... ... ... ... | ૧૪·૦ |
| ન્યુયોર્ક ... ... ... ... ... | ૧૨·૫ |
| પારીસ ... ... ... ... ... | ૧૨·૦ |
| લંડન ... ... ... ... ... | ૧૦·૭૫ |
| સ્ટૉકહોમ ... ... ... ... ... | ૮·૭૫ |
| અમદાવાદ ( સને ૧૯૧૦–૧૧ ) ... ... ... | ૭૮·૮ |

આ નીચે કોઠો આપ્યો છે તે ઉપરથી હિંદુસ્તાનના દરેક પ્રાન્તમાં સને ૧૯૧૨ માં દર હજાર જન્મે એક વર્ષની અંદર બાળકોનું મરણ પ્રમાણ કેટલું હતું તે જણાઇ આવશે.

| પ્રાન્ત. | છોકરા. | છોડીઓ. | કુલ. |
|---|---|---|---|
| બંગાલા | ૨૨૦·૬૩ | ૨૦૩·૪૫ | ૨૧૨·૩૨ |
| મદ્રાસ | ૧૫૯·૭૮ | ૧૮૦·૫ | ૧૫૦·૩૯ |
| મુંબઇ | ૨૨૫·૮૧ | ૨૧૧·૦૧ | ૨૧૮·૭૦ |
| સંયુક્ત પ્રાન્ત | ૨૧૩·૭૩ | ૧૯૮·૭૪ | ૨૦૬·૫૪ |
| બિહાર ને ઓરીસા | ૧૮૮·૩૪ | ૧૭૦·૯૪ | ૧૭૯·૮૫ |

| | | | |
|---|---|---|---|
| બરમા | ૨૪૫·૯૬ | ૨૦૯·૧૩ | ૨૨૮·૧૫ |
| મધ્ય પ્રાન્ત | ૩૧૨·૨૩ | ૨૭૪·૧૩ | ૨૯૩·૬૦ |
| આસામ | ૨૦૫·૬૧ | ૧૮૭·૧૧ | ૧૯૬·૬૮ |
| સરેરાસ | ૨૧૮·૫૦ | ૧૯૯·૨૬ | ૨૦૯·૧૮ |

હવે આપણે અમદાવાદ શહેરના બાળ મરણના આંકડાં તરફ નજર કરીએ.

આ નીચે કોઠો આપ્યો છે તે ઉપરથી સને ૧૮૯૨–૯૩ થી ૧૯૦૦–૦૧ સુધીમાં પાંચ વરસની અંદરના બાળકોના મરણનું દર સો કુલ મરણે કેટલું પ્રમાણ આવે છે તે જણાશે.

| સાલ. | પાંચ વરસની અંદરના બાળકોનુ કુલ મરણના દર સોએ પ્રમાણ. |
|---|---|
| ૧૮૯૨–૯૩... ... ... ... | ૪૬·૮ |
| ૧૮૯૩–૯૪... ... ... ... | ૪૬·૩ |
| ૧૮૯૪–૯૫... ... ... ... | ૪૫·૯ |
| ૧૮૯૫–૯૬... ... ... ... | ૪૨·૮ |
| ૧૮૯૬–૯૭... ... ... ... | ૪૪·૪ |
| ૧૮૯૭–૯૮... ... ... ... | ૫૧·૩ |
| ૧૮૯૮–૯૯... ... ... ... | ૫૦·૭ |
| ૧૮૯૯–૧૯૦૦ ... ... ... | ૪૬·૬ |
| ૧૯૦૦–૦૧... ... ... ... | ૩૩·૮ |

આ નીચે જે કોઠો આપ્યો છે તે ઉપરથી જણાશે કે સને ૧૮૯૨–૯૩ થી ૧૯૦૦–૧૯૦૧ સુધીમાં એક વર્ષની અંદરના સરેરાસ બાળ મરણ કેટલાં હતાં ને ૧ થી ૫ વર્ષની અંદરના કેટલાં હતાં, તેમજ કુલ મરણની સંખ્યાના દર સોએ આ મરણોનું કેટલું પ્રમાણ આવે છેઃ—

| ઉમર. | સરેરાસ મરણ. | દર સોએ કુલ મરણે આનું બાળ મરણ પ્રમાણ. |
|---|---|---|
| એક વર્ષની અંદરના | ૧૯૭૨ | ૨૧.૫ |
| એકથી પાંચ વર્ષ સુધીના | ૧૯૨૮ | ૨૧.૦ |
| એકંદર | ૩૯૦૦ | ૪૨.૫ |

આ નીચે જે કોઠો આપ્યો છે તે ઉપરથી સને ૧૯૦૧–૨ થી ૧૯૧૨–૧૩ સુધીમાં બાળકોના મરણ એક વર્ષની અંદરના તેમજ ૧ થી ૫ વર્ષ સુધીના કેટલાં હતાં ને તેનું દર સો મરણે કેટલું પ્રમાણ આવે છે તે જણાઇ આવશે.

| વર્ષ. | ૧ વર્ષની અંદરના મરણો. | ૧ થા ૫ વર્ષ સુધીના મરણો. | બેનો સરવાળો. | એક વર્ષની અંદરના મરણોનું પ્રમાણ. | ૧ થા ૫ વર્ષ સુધીના મરણોનું પ્રમાણ. | બેનો સરવાળો. |
|---|---|---|---|---|---|---|
| ૧૯૦૧—૨ | ૧૭૨૪ | ૧૪૧૮ | ૩૧૪૨ | ૧૭.૧ | ૧૪.૪ | ૩૧.૫ |
| ૧૯૦૨—૩ | ૨૯૯૨ | ૧૭૮૨ | ૪૭૭૪ | ૨૪ ૩ | ૧૪.૫ | ૩૮.૮ |
| ૧૯૦૩—૪ | ૨૦૩૧ | ૧૭૯૬ | ૩૮૨૭ | ૧૯.૮ | ૧૭.૫ | ૩૭.૩ |
| ૧૯૦૪—૫ | ૨૮૯૨ | ૧૮૯૧ | ૪૭૮૩ | ૨૬.૯ | ૧૭.૭ | ૪૪.૬ |
| ૧૯૦૫—૬ | ૨૬૧૧ | ૧૬૩૮ | ૪૨૪૯ | ૨૬.૦ | ૧૬.૩ | ૪૨.૩ |
| ૧૯૦૬—૭ | ૨૩૯૦ | ૧૫૬૬ | ૩૯૫૬ | ૨૩.૩ | ૧૫.૨ | ૩૮.૫ |
| ૧૯૦૭—૮ | ૨૬૮૮ | ૨૩૦૫ | ૪૯૯૩ | ૨૪.૮ | ૨૧.૩ | ૪૬.૧ |
| ૧૯૦૮—૯ | ૩૨૨૬ | ૧૦૯૩ | ૪૩૧૯ | ૩૭.૯ | ૧૨.૯ | ૫૦.૮ |
| ૧૯૦૯–૧૦ | ૩૩૯૩ | ૧૮૧૦ | ૫૨૦૩ | ૩૩.૬ | ૧૭.૯ | ૫૧.૫ |
| ૧૯૧૦–૧૧ | ૩૩૦૩ | ૧૪૬૬ | ૪૭૬૯ | ૩૭.૦ | ૧૯.૮ | ૫૬.૮ |
| ૧૯૧૧–૧૨ | ૩૧૨૮ | ૨૧૭૭ | ૫૩૦૫ | ૩૨.૨ | ૨૨.૪ | ૫૪.૬ |
| ૧૯૧૨–૧૩ | ૩૮૭૯ | ૩૧૮૧ | ૭૦૬૦ | ૩૦.૨ | ૨૪.૮ | ૫૫.૦ |
| એકંદર. | ૩૪૨૫૭ | ૨૨૧૨૩ | ૫૬૩૮૦ | ... | ... | ... |
| સરેરાસ. | ૨૮૫૫ | ૧૮૪૩ | ૪૬૯૮ | ૨૭.૭ | ૧૭.૯ | ૪૫.૬ |

આ નીચે સને ૧૯૧૩–૧૪ થી ૧૯૧૫–૧૬ સુધી આ શહેરના એક

વર્ષની અંદરનાં બાળમરણો તેમજ ૧ થી ૫ વર્ષ સુધી મરણો આપ્યાં છે ને તેનું દર સો મરણે સરેરાસ પ્રમાણ કેટલું આવે છે તે બતાવ્યું છે.

| વર્ષ. | એક વર્ષની અંદરના મરણ. | ૧ થી પાંચ વર્ષ સુધીનાં મરણ. | પેહેલાનું દર સો મરણે પ્રમાણ. | બીજાનું દર સો મરણે પ્રમાણ. |
|---|---|---|---|---|
| ૧૯૧૩–૧૪ | ૨૮૫૪ | ૧૨૧૮ | ૩૩.૨ | ૧૪.૧ |
| ૧૯૧૪–૧૫ | ૨૨૨૫ | ૧૯૦૦ | ૨૫.૧ | ૨૧.૪ |
| ૧૯૧૫–૧૬ | ૩૪૭૮ | ૨૭૯૯ | ૩૧.૬ | ૨૫.૪ |

આ નીચે જે કોઠો આપ્યો છે તે ઉપરથી સને ૧૯૦૧-૨ થી ૧૯૧૨–૧૩ સુધીમાં એક વર્ષની અંદરનાં બાળકોનું દર સો જન્મે કેટલું મરણ પ્રમાણ હતું તે તેમજ એકથી પાંચ વર્ષ સુધીનાં બાળકોનું મરણપ્રમાણ કેટલું હતું તે જણાઇ આવશે.

| વર્ષ. | દર સો જન્મે એક વર્ષની અંદરનાં બાળકોનું મરણ પ્રમાણ. | ૧ થી ૫ વર્ષ સુધીનાં બાળકોનું મરણ પ્રમાણ. | બન્નેનો સરવાળો. |
|---|---|---|---|
| ૧૯૦૧–૨ | ૪૩.૩ | ૩૫.૬ | ૭૮.૯ |
| ૧૯૦૨–૩ | ૭૦.૧ | ૪૧.૭ | ૧૧૧.૯ |
| ૧૯૦૩–૪ | ૫૫.૧ | ૪૮.૭ | ૧૦૩.૮ |
| ૧૯૦૪–૫ | ૬૬.૮ | ૪૪.૯ | ૧૧૧ ૭ |
| ૧૯૦૫–૬ | ૭૩.૫ | ૪૬.૧ | ૧૧૯.૬ |
| ૧૯૦૬–૭ | ૭૮.૧ | ૫૧.૧ | ૧૨૯.૨ |
| ૧૯૦૭–૮ | ૮૮.૫ | ૭૫.૯ | ૧૬૪.૪ |
| ૧૯૦૮–૯ | ૮૬.૩ | ૨૯.૨ | ૧૧૫.૫ |
| ૧૯૦૯–૧૦ | ૮૩.૫ | ૪૪.૫ | ૧૨૮. |
| ૧૯૧૦–૧૧ | ૭૮.૮ | ૩૫. | ૧૧૩.૮ |
| ૧૯૧૧–૧૨ | ૬૪.૩ | ૪૪.૯ | ૧૦૯.૨ |
| ૧૯૧૨–૧૩ | ૭૯.૫ | ૬૫.૨ | ૧૪૪.૭ |
| સરેરાસ. | ૭૨.૫ | ૪૬.૯ | ૧૧૯.૪ |

આ નીચે આંકડા આપ્યા છે તે ઉપરથી સને ૧૯૧૩–૧૪ થી ૧૯૧૫–૧૬ સુધી દર સો જન્મે એક વર્ષની અંદરનાં તેમજ એક વર્ષથી પાંચ વર્ષ સુધીનાં બાળકોનું મરણ પ્રમાણ કેટલું હતું તે જણાઇ આવશે.

| સાલ. | દર સો જન્મે એક વર્ષની અંદરનાં બાળકોનું મરણ પ્રમાણ. | દર સો જન્મે એકથી પાંચ વર્ષ સુધીનાં બાળકોનું મરણપ્રમાણ. |
|---|---|---|
| ૧૯૧૩–૧૪ | ૩૮·૩ | ૧૬·૩ |
| ૧૯૧૪–૧૫ | ૨૮·૨ | ૨૫·૨ |
| ૧૯૧૫–૧૬ | ૩૬·૯ | ૨૯·૭ |

આ નીચે કોઠો આપ્યો છે તે ઉપરથી સને ૧૯૧૨–૧૩ માં આપણા શહેરમાં જીલ્લાવાર વસ્તી, દર એકરે તેનું પ્રમાણ, જન્મ, એક વર્ષની અંદરનાં બાળકોનાં મરણ, જન્મનું વસ્તીના દર હજારે પ્રમાણ, અને બાળકોના મરણનું પ્રમાણ જણાઇ આવશે.

| જીલ્લો. | વસ્તી. | દર એકરે વસ્તી. | જન્મ ૧૯૧૨–૧૩ | એક વર્ષ સુધીનાં બાળ મરણ. | જન્મનુ વસ્તીના દર હજારે પ્રમાણ. | બાળ મરણનું વસ્તીના દર હજારે પ્રમાણ. |
|---|---|---|---|---|---|---|
| ખાડીઆ. | ૨૯૫૦૩ | ૧૫૨ | ૭૫૭ | ૪૮૩ | ૨૫·૬૫ | ૧૬·૩૭ |
| કાળુપુર. | ૩૯૨૫૨ | ૧૯૧ | ૮૨૧ | ૫૨૪ | ૨૦·૯૧ | ૧૩·૩૪ |
| દરીયાપુર. | ૨૭૦૬૪ | ૧૭૦ | ૬૬૬ | ૪૮૭ | ૨૪·૬૦ | ૧૭·૯૯ |
| શાહપુર. | ૨૮૯૭૩ | ૧૦૯ | ૮૫૪ | ૫૬૩ | ૨૯·૪૭ | ૧૯·૪૩ |
| રાયખડ. | ૧૨૯૩૦ | ૬૧ | ૪૬૨ | ૨૯૯ | ૩૫·૭૩ | ૨૩·૧૨ |
| જમાલપુર | ૨૭૨૬૪ | ૧૩૧ | ૬૭૬ | ૪૮૪ | ૨૪·૭૯ | ૧૬·૭૨ |
| સરસપુર. | ૭૫૩૩ | ૩૦૧ | ૧૨૭ | ૧૨૬ | ૧૬·૮૫ | ૧૬·૭૨ |
| પુરા. | ૫૩૦૨૦ | ૨૬ | ૫૧૩ | ૯૧૩ | ૯·૬૭ | ૧૭·૨૧ |
| એકંદર. | ૨૨૫૫૩૯ | ... | ૪૮૭૬ | ૩૮૭૯ | ... | ... |
| સરેરાસ. | ... | ૧૪૨ | ... | ... | ૨૧·૬૧ | ૧૭·૧૯ |

૧૯૧૧ ના વસ્તી પત્રક પ્રમાણે એક વર્ષની અંદરનાં બાળકોની સંખ્યા ૭૯૬૧ હતી. તેથી ૧૯૧૨–૧૩ માં એક વર્ષની અંદરનાં બાળકોના મરણની સંખ્યા લગભગ આ સંખ્યાની અર્ધી છે.

આ નીચે કોઠો આપ્યો છે તે ઉપરથી સને ૧૯૦૨ માં આપણા શહેરમાં જીલ્લાવાર જન્મ, નાનાં બાળકોના મરણ, વિગેરે જણાઈ આવશે.

| જીલ્લો. | જન્મ. | જન્મનું વસ્તીના દર હજારે પ્રમાણ | નાના બાળકોના મરણ. | તેનું વસ્તીના દર હજારે પ્રમાણ. | શેરો. |
|---|---|---|---|---|---|
| ખાડીઆ | ૮૦૦ | ૨૮ | ૪૨૨ | ૧૪·૯ | |
| કાળુપુર | ૯૯૩ | ૨૭ | ૪૮૫ | ૧૩·૨ | |
| દરીયાપુર | ૭૫૩ | ૩૨ | ૩૯૯ | ૧૭·૩ | |
| શાહપુર | ૬૬૯ | ૨૭ | ૩૮૧ | ૧૭·૬ | |
| રાયખડ | ૨૬૫ | ૨૪ | ૪૫૬ | ૧૮·૪ | |
| જમાલપુર | ૬૫૦ | ૨૭ | ૨૦૯ | ૧૮·૮ | |
| સરસપુર | ૨૩૦ | ૩૩·૫ | ૧૧૦ | ૧૬·૦ | |
| પુરા | ૨૧૨ | ૮ | ૪૧૦ | ૧૬·૦ | |
| સરેરાસ | ... | ૨૫·૮ | ... | ૧૬.૫ | ... |

આ નીચેના પત્રક ઉપરથી સને ૧૯૧૨–૧૩ માં માસવાર જન્મ, પાંચ વર્ષ સુધીની ઉમરના બાળકોના મરણ, તથા કુલ મરણ કેટલાં હતાં તે જણાશે.

| માસ. | જન્મની સંખ્યા. | પાંચ વર્ષ સુધીના બાળકોનું મરણ. | એકંદર મરણ. | શેરો. |
|---|---|---|---|---|
| એપ્રીલ | ૩૪૦ | ૧૧૬૫ | ૧૬૫૧ | |
| મે | ૩૧૮ | ૯૦૨ | ૧૩૪૩ | |
| જુન | ૩૨૮ | ૪૯૮ | ૮૨૨ | |
| જુલૈ | ૪૩૦ | ૫૬૮ | ૧૧૫૩ | |
| આગસ્ટ | ૫૪૧ | ૮૫૨ | ૧૫૬૮ | |
| સપટેંબર | ૬૯૦ | ૭૯૦ | ૧૩૨૧ | |
| આકટોબર | ૫૦૨ | ૫૪૦ | ૧૦૨૧ | |
| નોવ્હેંબર | ૪૯૭ | ૪૫૭ | ૯૩૩ | |
| ડીસેંબર | ૪૦૧ | ૩૭૪ | ૮૪૧ | |

| | | | |
|---|---|---|---|
| જાનેવારી | ૩૭૩ | ૩૪૦ | ૮૨૪ |
| ફેબ્રુઆરી | ૨૯૩ | ૨૬૮ | ૬૪૦ |
| માર્ચ | ૩૫૩ | ૩૦૬ | ૭૦૧ |
| એકંદર | ૪૮૭૬ | ૭૦૬૦ | ૧૨૮૧૮ |
| સરેરાસ | ૪૦૬ | ૫૮૯ | ૧૦૬૮ |

સરખામણી માટે સને ૧૯૦૨ ના આંકડા આ નીચે આપ્યા છે.

| માસ. | જન્મની સંખ્યા. | ૧ વર્ષ સુધીના બાળકોના મરણ. | એકંદર મરણ. | શેરો. |
|---|---|---|---|---|
| જાનેવારી | ૪૧૦ | ૧૩૭ | ૮૫૬ | |
| ફેબ્રુઆરી | ૨૮૭ | ૧૫૨ | ૧૦૧૧ | |
| માર્ચ | ૩૬૬ | ૨૫૧ | ૧૧૮૭ | |
| એપ્રીલ | ૩૦૮ | ૨૧૦ | ૯૦૩ | |
| મે | ૨૯૭ | ૨૦૩ | ૭૦૩ | |
| જુન | ૩૨૩ | ૧૪૧ | ૪૯૮ | |
| જુલૈ | ૩૬૩ | ૧૭૮ | ૫૫૬ | |
| આગસ્ટ | ૪૭૯ | ૨૭૬ | ૮૦૫ | |
| સપટેંબર | ૪૫૬ | ૨૭૧ | ૮૭૩ | |
| આકટોબર | ૪૮૩ | ૩૩૯ | ૧૦૮૫ | |
| નોવ્હેંબર | ૪૯૪ | ૩૫૫ | ૧૫૧૩ | |
| ડીસેંબર | ૩૦૭ | ૩૨૧ | ૧૩૦૦ | |
| કુલ | ૪૫૭૩ | ૨૮૩૪ | ૧૧૨૯૦ | |
| સરેરાસ | ૩૮૧ | ૨૩૬ | ૯૪૧ | |

આ નીચે પત્રક આપ્યું છે તે ઉપરથી એક વર્ષની અંદરના બાળકોના મરણ તેમની ઉમર પ્રમાણે સન ૧૯૧૨–૧૩ માં તેમજ ૧૯૦૨ માં કેટલાં હતાં તે જણાઈ આવશે.

| ઉમર. | ૧૯૧૨–૧૩ માં નાના બાળકોના મરણ. | ૧૯૦૨ માં નાનાં બાળકોના મરણ. | શેરો. |
|---|---|---|---|
| ૧ માસની અંદર | ૭૬૫ | ૭૮૪ | |
| ૧ થી ૨ માસ | ૨૭૨ | ૨૮૪ | |
| ૨ થી ૩ ,, | ૨૩૯ | ૧૯૭ | |
| ૩ થી ૪ ,, | ૨૧૨ | ૧૯૧ | |
| ૪ થી ૫ ,, | ૧૭૭ | ૧૬૬ | |
| ૫ થી ૬ ,, | ૪૮૪ | ૧૭૨ | |
| ૬ થી ૭ ,, | ૧૯૭ | ૩૩૦ | |
| ૭ થી ૮ ,, | ૩૬૪ | ૧૩૨ | |
| ૮ થી ૯ ,, | ૧૭૮ | ૧૮૮ | |
| ૯ થી ૧૦ ,, | ૩૧૭ | ૧૧૫ | |
| ૧૦ થી ૧૧ ,, | ૧૬૨ | ૧૭૭ | |
| ૧૧ થી ૧૨ ,, | ૫૧૨ | ૯૮ | |
| એકંદર | ૩૮૭૯ | ૨૮૩૪ | |

આ નીચે સને ૧૯૧૨–૧૩ માં ને ૧૯૦૨ માં રોગવાર નાના બાળકોના મરણ થયા તે બતાવ્યું છે.

| રોગ. | ૧૯૧૨-૧૩ માં નાના બાળકોના મરણ. | ૧૯૦૨ માં નાના બાળકોનાં મરણ. | ૧૯૧૨-૧૩ માં ૧ થી ૫ વર્ષ સુધીના બાળકોના મરણ. |
|---|---|---|---|
| વરાધ | ૧૨૫૫ | ૮૨૧ | ૩૨૨ |
| ઓરી | ૬૦૮ | ૭ | ૪૦૫ |
| દૂધ ન મળવાથી | ૬૦૫ | ૮૦૭ | ... |
| તાવ | ૪૨૫ | ૯૨૫ | ૧૪૩૪ |
| રતવા | ૩૯૦ | ૧૧૧ | ... |
| ઉંટાટીઓ | ૧૮૦ | ૯ | ... |

| | | | |
|---|---|---|---|
| ઝાડો | ૭૫ | ૧૪ | ૧૬૫ |
| મરડો | ૨૯ | ૧ | ... |
| દાંત નિકળવા | ... | ૬ | ... |
| મોંમાં ચાંદી | ... | ૬ | ... |
| બળીઆ | ... | ... | ૨ |
| બીજા દરદો | ૩૧૨ | ૬ | ૮૫૩ |
| એકંદર | ૩૮૭૯ | ૨૮૩૪ | ૩૧૮૧ |

હવે આપણે બાળ મરણોના સામાન્ય કારણો શાં શાં છે તે તપાસીએ.

## બાળ મરણનાં સામાન્ય કારણો.

૧. હવા.
૨. પેઢી ઉતાર.
૩. ગરીબાઇ.
૪. ગીચ વસ્તી.
૫. શરદીવાળાં મકાનો.
૬. સુવાવડ વખતે ગેરવ્યવસ્થા.
૭. બાળકોની સંભાળ લેવામાં ખામી.
૮. ખોરાકમાં ખામી.
૯. ખરાબ દુધ.
૧૦. લુગડાંની ખામી.
૧૧. ૠતુમાં ફેરફાર.
૧૨. અજ્ઞાન ને વહેમ.
૧૩. બાળગોળી.
૧૪. મીલની મજુરી.
૧૫. ઉપરાસાપરી સુવાવડો.
૧૬. અનિયમિતપણું.
૧૭. કસરતની ખામી.

આમાં ગરીબાઇ, ગીચવસ્તી, પેઢી ઉતાર જેમાં બાળલગ્નનો સમાવેશ થાય છે, અંધારી કોટડીમાં સુવાવડી સ્ત્રીઓને રાખવાની ટેવ, સુવાવડ વખતે ગેરવ્યવસ્થા, ને ખરાબ દુધ આ મુખ્ય કારણો છે.

હવે આપણે દરેકનો વિચાર કરીએ.

## હવા.

આપણા શહેરમાં જ આપણે જોઇએ છીએ કે વર્ષના મોટા ભાગમાં સવારની ને બપોરની હવાની ગરમીમાં ઘણો ફેરફાર હોય છે. કેટલીક વખતે તો તે ફેરફાર ૩૫ અંશનો હોય છે. આ ફેરફારની અસર બાળકો ઉપર જલદી થાય છે. બાળકોને ઉનાળામાં તાવનો ઉપદ્રવ જલદી થાય છે. ચોમાસામાં ઝાડો ને મરડો થાય છે ને શિયાળામાં વરાધ થાય છે.

## પેઢીઉતાર.

માબાપોને જો ગરમીનો અથવા બીજારોગ થયા હોય તો તેની અસર બાળકો ઉપર થાય છે. તેથીજ બાળકોમાં રતવાનો રોગ ઘણો જોવામાં આવે છે. બાળલગ્નના લીધે નબળી પ્રજા જન્મે છે ને તે નબળાઇના લીધે જલદી મરણ પામે છે. તેમજ માબાપોને દારૂનું વ્યસન હોય તો પ્રજા અશક્ત જન્મે છે ને આવાં બાળકોમાં મરણ વધારે થાય છે.

## ગરીબાઇ.

ગરીબ માબાપોને પેટે જન્મેલા બાળકોમાં મરણ વધારે થાય છે. આપણા શહેરમાં કોળી, ઢેડ, વાઘરી, કણબી, ને ગરીબ મુસલમાન બાળકોમાં મરણની સંખ્યા વધારે જોવામાં આવે છે. તેનું મુખ્ય કારણ ગરીબાઇજ છે.

## ગીચ વસ્તી.

જ્યાં જ્યાં શહેરમાં ગીચ વસ્તી છે ત્યાં બાળકોના મરણ વધારે જોવામાં આવે છે. આપણા શહેરનોજ દાખલો લેઇએ તો જે જે જીલ્લાઓમાં

ગીચ વસ્તી છે ત્યાં મરણનું પ્રમાણ બાળકોમાં ઓછું નથી. આજ કારણના લીધે ગામડાં કરતાં શહેરોમાં બાળમરણનું પ્રમાણ વધારે હોય છે.

## શરદીવાળાં મકાનો.

જ્યાં ભેજ હોય છે તેવાં મકાનોમાં બાળમરણની સંખ્યા વધારે જોવામાં આવે છે. આપણા શહેરમાં જ્યાં ભીનાશવાળા મકાનો છે ત્યાં બાળ મરણ વધારે જોવામાં આવે છે. કેમકે એવા મકાનોમાં બાળકોને ભેજના લીધે વરાધનું દરદ જલદી લાગુ પડે છે.

## સુવાવડ વખતે ગેરવ્યવસ્થા.

આમાં સુવાવડી સ્ત્રીઓને ને તેમના તરતના જન્મેલા બાળકોને અંધારી ને બંધ કોટડીઓમાં ગોંધી રાખવી એનો પણ સમાવેશ થાય છે. એક માસની અંદરના બાળકોનું મરણ પ્રમાણ જે ભારે છે તેનું આ મુખ્ય કારણ છે. જેમ જેમ બાળકોને ઘરની બહાર હવામાં લેઇ જવામાં આવે છે તેમ તેમ બાળકોમાં મરણની સંખ્યાનું પ્રમાણ ઘટે છે. હાલ અજ્ઞાનતાના લીધે તેમજ જુના ચાલતા આવેલા રીવાજ મુજબ સુવાવડી સ્ત્રીને અને તેના તરતના જન્મેલા બાળકને બિલકુલ હવા ન આવી શકે એવી કોટડીઓમાં રાખવામાં આવે છે. ને બારી બારણાં બંધ કરી દેવામાં આવે છે એટલું જ નહીં પણ ભીંતમાં જે હવા આવવા માટે બીજાં નાનાં બાંકાં હોય તે પણ લુગડાના ડુચાથી પુરી દેવામાં આવે છે. આથી ચોખ્ખી હવા આવતી બંધ થાય છે, પણ અધુરામાં પુરૂં એક પડદો સુવાવડી સ્ત્રીના ખાટલા આગળ બાંધવામાં આવે છે. ને ખાટલા નીચે બળતી સઘડી શેક સારૂ રાખવામાં આવે છે. આનું પરિણામ એ આવે છે કે ચોખ્ખી હવા બંધ થાય છે એટલું જ નહીં પણ સઘડીમાં જે કોયલા બળે છે તેમાંથી જે નુકસાનકારક ( કારબાનીક એસીડ ગ્યાસ ) હવા નીકળે છે તે સુવાવડી સ્ત્રીના ને તેના બાળકના શ્વાસમાં જવાથી ઘણું નુકસાન થાય છે. પછી સુવાવડી સ્ત્રીઓમાં ને તેમના તરત જન્મેલા બાળકોમાં મરણ વધારે થાય તેમાં શી નવાઇ ? જે વખતે ચોખ્ખી ને ખુલ્લી હવાની ખાસ જરૂર છે તે વખતે આ નાના

બાળકોને આવી અંધારી કોટડીઓ ( Black Holes ) માં રાખવામાં આવે છે ને તેનું પરીણામ આવું નઠારૂં આવે છે. આવી સ્થિતિ ગરીબોમાંજ જોવામાં આવે છે એટલું નહિ પણ જે પૈસે ટકે સુખી છે એવા કુટુંબોમાં પણ નજરે પડે છે. તેનો એકજ દાખલો આપવો બસ થશે. આપણા શહેરમાં એક ગર્ભશ્રીમંતને ઘેર તેમની દીકરીને સુવાવડ વખતે એક ઓરડી-માં રાખવામાં આવી હતી. ને તે ઓરડીને જે એકજ બારણું હતું તે પણ બંધ કરવામાં આવ્યું હતું. તેના પરીણામે તે બાઇને જે બાળક જન્મ્યું હતું તે તુરત મરી ગયું એટલુંજ નહીં પણ તે બાઇને Puerperal fever નામનો જહેરી તાવ લાગુ પડયો. દાક્તરને બોલાવવામાં આવ્યા ત્યારે તેણે તે જ વખતે આ બાઇને ત્યાંથી ખસેડવાની સલાહ આપી. શરૂઆતમાં આ બાઇને ત્યાંથી ખસેડી નહીં પણ પાછળથી ખસેડવામાં આવી. પણ તે પહેલાં આ જહેરી તાવે પોતાનું જોર આ બાઇના શરીરમાં મજબુત ફેલાવ્યું. તેના પરિણામે એ તરૂણ બાઇને પોતાના વૃદ્ધ માત-પિતાને તેમજ ધણીને દુઃખ સાગરમાં મુકી આ દુનિયામાંથી પરલોકવાસ કરવો પડયો. આવા અનેક દાખલાઓ જોવામાં આવે છે. હવે આપણે જાણીએ છીએ કે મુંબઇમાં પે-હેલા પારસી સ્ત્રીઓમાં સુવાવડ વખતે મરણ વધારે થતાં. પણ જયારથી તે નાતની સ્ત્રીઓ માટે અલાહીદી ખુલ્લી હવાવાળી ઇસ્પીતાલ કાઢવામાં આવી છે ત્યારથી તેવાં મરણો ઓછાં થયાં છે એટલુંજ નહીં પણ તુરત જન્મેલાં બાળકોમાં પણ મરણ ઘણાં ઓછાં થયાં છે. પણ દુર જવાની જરૂર નથી. આપણા શહેરમાં મરહુમ ઓનરેબલ સરદાર સર ચીનુભાઇ માધવલાલ બેરો-નેટ, સી. આઇ. ઇ. ના કુટુંબની સખાવતથી જે બૈરાંઓ માટે અહીંઆં ઇસ્પીતાલ ઉઘાડવામાં આવી છે ત્યાં જે સ્ત્રીઓને લેઇ જવામાં આવે છે તેથી એકતો ચોખ્ખી હવાના લીધે ને બીજું ત્યાંના કાબેલ લેડી દાક્તર મીસ મોતીબાઇ કાપડીયાની કાળજીના લીધે સુવાવડી સ્ત્રીઓના ઘણા જીવ ઉગરે છે એટલુંજ નહીં પણ ત્યાંની ખુલ્લી હવાને લીધે તેમના તુરત જન્મેલા બાળકોનાં મરણ ઓછાં થાય છે ને તે બાળકો વધારે તન્દુરસ્ત રહે છે.

સુવાવડ વખતે બીજી ગેરવ્યવસ્થા એ જણાય છે કે તેવી સ્ત્રીને ખાટલો આપવામાં આવે છે તે જુનો ને કેટલીક વખતે ભાગેલો પણ હોય. વળી સુવાવડી સ્ત્રીને મેલાંમાં મેલાં કપડાં પહેરવા તથા ઓઢવા સારૂ આપવામાં આવે છે. ને તુરત જન્મેલા બાળકને કેટલાક દહાડા સુધી કપડાં વિના ઉઘાડો રાખવામાં આવે છે. ને તેનું પરિણામ એ આવે છે કે બાળકને ખાટલાની નીચેથી તેમ ઉપરથી પણ શરદી લાગુ પડે છે. સ્ત્રીને જે વખતે હલકો ખોરાક આપવાની જરૂર હોય છે તે વખતે શીરો વિગેરે ભારે ખોરાક આપવામાં આવે છે. આનું પરિણામ એ આવે છે કે આવો ખોરાક પાચન ન થવાથી સુવાવડી સ્ત્રીનેજ ઇજા થાય છે એટલુંજ નહી પણ તેના બાળકના પેટમાં ચુંકાય છે, યા તો ઝાડો થાય છે. વળી સુવાવડી સ્ત્રીને વારંવાર નવરાવવામાં આવે છે ને તે પણ સવારમાં થંડી રૂતુમાં. આવી રીતે સુવાવડી સ્ત્રીઓને નવરાવવાથી (Pneumonia) ત્રીદોષ લાગુ પડ્યાના દાખલા બન્યા છે. ને તેની અસર બાળકના ઉપર થાય છે. બીજો એક રીવાજ જોવામાં આવે છે તે એ કે નાનું બાળક જન્મે છે તેને ગળથુતી ઘી ને ગોળ મેળવીને બનાવેલી પાવામાં આવે છે. આ ગળથુતી બાળકોને ભારે પડે છે. ને તેના લીધે ચુંક અથવા ઝાડો થઇ આવે છે.

સુવાવડ વખતે ત્રીજી ગેરવ્યવસ્થા એ જોવામાં આવે છે કે ઘણા દાખલાઓમાં સુવાવડી સ્ત્રીઓને અનુભવી દાઇઓનો લાભ મળતો નથી. ને બીન અનુભવી દાઇએણો વગેરે કારણે ગર્ભાશયમાં હાથ નાંખી તે સ્ત્રીને તથા બાળકને નુકસાન કરે છે. સને ૧૯૧૧ ની સાલમાં મુંબઇમાં જે દાઇઅણો રાખવામાં આવી હતી તેમના તપાસમાં જણાયું કે સેંકડે ૧૨·૭ સુવાવડી સ્ત્રીઓને સુવાવડ વખતે દાઇઅણની મદદ બીલકુલ મળી નહોતી સેંકડે ૬૦·૭ દાખલાઓમાં બીનઅનુભવી દાઇઅણોની મદદ મળેલી. અને ફક્ત ૧૩·૨ દાખલાઓમાં અનુભવી હુશીઆર દાઇઓની મદદ મળેલી. મુંબઇ જેવા આગેવાન શહેરની આ સ્થિતિ છે તો પછી બીજાં નાનાં શહેરોમાં ને ગામડાઓમાં વસ્તુસ્થિતિ કેવી હશે તેનો ખ્યાલ કરવાનું શ્રોતાજનોને જ સોંપું છું.

## બાળકોની સંભાળ લેવામાં ખામી.

આ બાબત ઉપલા કારણુમાં બતાવવામાં આવી છે. બાળકોને કેવી રીતે સાચવવાં એનું પુરતું જ્ઞાન ન હોવાને લીધે ઘણી માતાઓ બાળકોની સંભાળ લેવામાં ભુલો કરે છે. ને તેના પરિણામે બાળમરણમાં વધારો થવાનું આ પણ એક કારણુ થઇ પડે છે.

## ખોરાકમાં ખામી.

જ્યારે મા પોતાના બાળકને ધવરાવી શકતી નથી ત્યારે કેટલાક લોકો બાળકને બકરીનું દુધ પાય છે. ને ઘણા ગાયનું અથવા ભેંસનું દુધ પાય છે. વળી કેટલાક દુધના ડબ્બા બજારમાંથી વેચાતા લેઇ તેમાંનું દુધ પાય છે. ને વળી કેટલાક જુદી જુદી જાતના બનાવટી ખોરાકનો ઉપયોગ કરે છે. જે દુધ આપવામાં આવે છે તે ઘણા દાખલાઓમાં ચોખ્ખું હોતું નથી. વળી જેવી રીતે દુધ પાવું જોઇએ તેવી રીતે પાવામાં આવતું નથી. પરિણામે ઝાડો, ચુંક, ને આંતરડાના બીજાં દરદો બાળકોને લાગુ પડી તેમના મરણમાં વધારો કરે છે. કેટલાક માણસો નાના બાળકોને ઘી, ગોળ, ને તેમાં પાણી મેળવી ઉકાળીને પાય છે. તેથી પણ નુકસાન થાય છે. બાળકની ઉમર પ્રમાણે દુધમાં પાણી જેટલું ઉમેરવું જોઇએ તે પ્રમાણે ઉમેરવામાં આવતું નથી, તેમજ દુધ જેવું ઉકાળવું જોઇએ તેવી રીતે ઉનું કરવામાં આવતું નથી. વળી કેટલીક શ્રીમંત ઘરની સ્ત્રીઓ પોતાનાં બાળકોને પોતે ન ધવરાવતાં બાળકને માટે ધાવ રાખી પોતાના બાળકો તેમને સોંપે છે અથવા તો ગાઇનું દુધ ને ડબ્બામાંના ખોરાક ઉપર ઉછેરવાનો રસ્તો લે છે. આવાં બાળકો અશક્ત બની રોગને જલદી શરણુ થાય તેમાં શી નવાઇ?

## ખરાબ દુધ.

હાલમાં આ શહેરમાં તેમજ બીજે દુધમાંથી માખણુ બનાવવાનાં કારખાનાંઓ ઘણાં ઉભરાયાં છે. ને તેથી માખણ કાઢી લીધા પછી જે તત્વવિનાનું દુધ રહે છે તે ઘાંચીઓ વિગેરે લોકોને વેચે છે. આ દુધ બાળકોને પાવામાં આવે છે. ને તેથી બાળકોને શક્તિ આવતી નથી. ને ઝાડા

વિગેરે થાય છે ને લાંબા વખત સુધી આવું દુધ પિવામાં આવવાથી કેટલાક બાળકોના મરણ થએલા દાખલા જોવામાં આવ્યા છે.

## લુગડાંની ખામી.

બાળકો જન્મ્યા પછી કેટલાક દહાડા સુધી તેમને લુગડાં વિના રાખવામા આવે છે એ ઉપર કેહેવામાં આવ્યું છે. તેમજ ગરીબ માણસો પોતાના નાના બાળકોને કપડાં પુરેપુરાં લાવી શકતા નથી. ને આ કારણોના લીધે નાના બાળકોને હવાની અસરના લીધે શરદી, વરાધ, વિગેરે રોગો તુરત લાગુ પડે છે. ને તેથી કેટલીક વખતે તેમના જીવની હાની થાય છે.

## રૂતુમાં ફેરફાર.

આપણે આ શહેરમાં વારંવાર જોયું છે કે રૂતુની અસર નાના બાળકો ઉપર બહુ જલદી થાય છે. ગરમીની તેમજ થંડીની અસર પણ બાળકો ઉપર તુરત જણાઇ આવે છે. ઉનાળાની મોસમમાં ગરમીના લીધે તાવ વિગેરે બાળકોને લાગુ પડે છે. ચોમાસામાં ઝાડાનું ને મરડાનું દરદ થાય છે. ને શિયાળામાં વરાધ વિગેરે રોગ લાગુ પડે છે.

## અજ્ઞાન ને વહેમ.

આરોગ્યતાના નિયમોનું ને બાળકોને કેવી રીતે ઉછેરવાં તેનું અજ્ઞાન અને વહેમથી બાળકોના મરણોમાં વધારો થાય છે. ખોટા વહેમના લીધે કેટલીક માતાઓ પોતાના બાળકોને ઘર બહાર કાઢતી નથી. ને તેના પરિણામે આવાં બાળકો નિસ્તેજ બને છે. અને જેમ હવા ને અજવાળાની ખામીને લીધે ઝાડના છોડ કરમાય છે તેમ આવાં બાળકો કરમાઇ જાય છે.

## બાળગોળીઓ.

અફીણવાળી બાળગોળીઓ આપવાનો રીવાજ અહીંઆ સાધારણ જણાય છે. દવાખાનાઓમાં જે બાળકોને લાવવામાં આવે છે તેમાના ઘણા ખરાંને તપાસ કરતા માલમ પડયું છે કે તેમની માતાઓ અફીણવાળી ગોળીઓ છાના રહેવાને માટે ખવરાવે છે કે જેથી તેઓને પોતાનું કામ

કરવામાં હરકત ન પડે. ગામડાંઓમાં તો આ રિવાજ ઘણો જ જોવામાં આવે છે. અફીણના લીધે આવા બાળકોને બંધકોશ પડે છે. ને તેના પરિણામે આવાં બાળકો નબળાં, સુકાએલાં, ને રીસાળ બને છે. વળી કેટલીક વખતે ભુલમાં વધારે અફીણ ખવરાવવાથી બાળકોના મરણ થએલા દાખલા જોવામાં આવ્યા છે.

## મીલની મજુરી.

મીલોમાં કામ કરતી સ્ત્રીઓ પોતાના બાળકોને ઘરમાં રાખી કામે જાય છે, તેથી આ બાળકોને માનું દુધ બરાબર મળતું નથી. આનું પરિણામ આવા બાળકોના મરણ વધારે થવામાં આવે છે.

## ઉપરાસાપરી સુવાવડો.

જે સ્ત્રીઓને ઉપરાસાપરી સુવાવડો આવે છે તેમના બાળકોને માનું દુધ પુરતું મળતું નથી. તેથી આવા બાળકોમાં પણ મરણ વધારે થાય છે. ખાસ કરીને ગરીબ વર્ગની સ્ત્રીઓ જેમને પુરતો ખોરાક મળતો નથી તેમના બાળકોમાં આવી સ્થિતિ વિશેષ જોવામાં આવે છે.

## અનિયમીતપણું.

જે સ્ત્રી પુરૂષોમાં ખાવાપિવામાં અનિયમીતપણું હોય છે તેવા માબાપોની પ્રજામા મરણનો વધારો જોવામાં આવે છે ખાસ કરીને જેઓને દારૂ પીવાની ટેવ પડેલી હોય તેવા માબાપોના છોકરાંઓ રોગને જલ્દી શરણ થાય છે. ને કેટલાક એવા વ્યસનમાં પડેલાં સ્ત્રી પુરૂષોને પ્રજાનો લાભ થતોજ નથી.

## કસરતની ખામી.

જે કુટુંબોમાં સ્ત્રીઓ 'ખાટલેથી પાટલે ને પાટલેથી ખાટલે' એ નિયમને વળગી રહે છે તેવી ગર્ભ શ્રીમંત સ્ત્રીઓ નિસ્તેજ બને છે એટલુંજ નહી પણ તેમને Hysteria (અપસ્માર) નો રોગ લાગુ પડે છે. આવી સ્ત્રીઓને પ્રજા થાય છે તે નબળી હોય છે. ને તેમાં મરણ પણ વધારે થાય છે.

ઉપર સામાન્ય કારણો બતાવવામાં આવ્યા. તેમાં જન્મતા પેહેલાના ને પછીના બન્ને કારણોનો સમાવેશ થાય છે. જન્મતા પેહેલાના કારણોમાં કસુવાવડ, ગરમી, ગુડદાનો સોજો, દારૂની અસર, એ બધાનો સમાવેશ થાય છે. ઇંગ્લાંડના શહેરોમાં દર પાંચ સુવાવડે એક કસુવાવડ થાય છે. મુદત પુરી થતાં પહેલાં જે બાળકો જન્મે છે તેવા બાળકોમાં આંચકી, ગરમીની અસર, ને જે સ્ત્રીઓને ગર્ભાવસ્થામાં ગુડદાનો સોજો થાય છે તેવી સ્ત્રીઓના બાળકોમાં આ કારણોના લીધે મરણ વધારે થાય છે. તે શીવાય ગર્ભમાંજ જો બાળકને દીલનું દરદ, કમળો, અથવા ગુડદાનું દરદ થયું હોય તો તેની અસરથી બાળકો મરે છે. જે સ્ત્રીઓના શરીર દારૂ વધારે પીવાથી ખરાબ થએલાં તેવી સ્ત્રીઓના બાળકોમાં પણ મરણ વધારે થાય છે. આ શીવાય જે ગર્ભવંતી સ્ત્રીઓને ગર્ભાવસ્થામાં સખત ઉલટી થાય છે તેવી સ્ત્રીઓના બાળકોમાં તેમજ જે સ્ત્રીઓના ગર્ભાશયમાં રોગ હોય તેવી સ્ત્રીઓના બાળકોમાં વળી જેમને કલેજાનું અથવા દીલનું દરદ હોય તેવી સ્ત્રીઓના બાળકોમાં મરણ વધારે થાય છે.

જન્મ્યા પછી બાળકોમાં જે મરણ થાય છે તેમાં રોગવાર મુખ્ય કારણો પેહેલાંથીજ બતાવવામાં આવ્યા છે. તે કારણોમાં નાના બાળકો એક માસની અંદરના અશક્તતા, સુવાવડ વખતે ગફલત, ને ઓછી મુદતે જન્મ આ કારણોથી મરણ પામે છે. એકથી છ માસની અંદરના બાળકો વરાધ, આંચકી, ઝાડો, ને મરડો, આ કારણોથી મરણ પામે છે. ને છથી બાર માસની અંદરના બાળકોમાં દાંત નીકળતી વખતે ઝાડો, ને મરડો, આ બે કારણોથી મરણ વધારે થાય છે.

## બાળ મરણ ઘટાડવાના ઉપાય.

ઉપર જે બાળ મરણોના સામાન્ય કારણો બતાવ્યા તેમાં સૌથી મોટું કારણ વસ્તીના ઘણા ભાગની ગરીબાઇ છે. આ સવાલ ઘણો બિકટ છે, ને સરકારે તેમજ શ્રીમંત લોકોએ આ બાબતમાં ગરીબોને મદદ કરવાથીજ આ કારણથી થતાં બાળ મરણોમાં ઘટાડો થઇ શકે. બેશક સરકાર તેમજ

ઉદાર ગૃહસ્થો પોતાથી બનતું આ બાબતમાં કરી રહ્યા છે. પણ હાલના કરતાં વધારે કોશીશની જરૂર છે. પેહેલાં ગરીબોને માટે હવાવાળા મકાનો બાંધવાની જરૂર છે. આ ખોટ શ્રીમંતો, મીલમાલેકો, ને બીજા પરોપકારી ગૃહસ્થો દૂર કરી શકે. સરકારે તેમજ જયાં જયાં મ્યુનિસિપાલીટીઓ હોય તે તે ગામોમાં તેઓએ લોકોને જમીન સસ્તે ભાવે આપી મદદ કરવી જોઇએ. વળી ગરીબ લોકોને માટે તેમના લત્તાઓમાં દવાખાના ને સુવાવડખાનાં ઉઘાડવાં જોઇએ. વળી જેમ મુંબઇમાં ને આપણા શહેરમાં મ્યુનિસિપાલીટી તરફથી ઘેરે ઘેર ફરવાને માટે દાઇઅણો રાખવામાં આવી છે તેમ બધે રાખવી જોઇએ. તેમજ પરોપકારી સન્નારીઓ ને ગૃહસ્થોએ ગરીબ વર્ગની સુવાવડી સ્ત્રીઓને તેમના તુરત જન્મેલા બાળકોને ખોરાક, કપડાં વિગેરેની મદદ મળે તે સારૂં નાણાની યોજના કરવી જોઇએ. તેમજ મીલમાલેકોએ કારખાનાઓમાં કામ કરતી સ્ત્રીઓ પોતાના બાળકોને ધવરાવી શકે એવી અલાયદી ગોઠવણ કરી આપવી જોઇએ.

બાળ મરણમાં ઉમેરો કરવામાં ગીચ વસ્તી એ બીજું મોટું કારણ છે. આ સવાલ પણ કઠણ છે. ને જયાંસુધી સરકાર, મ્યુનિસિપાલીટીઓ, ને લોકો મળીને આ કારણ દૂર કરવા મથશે નહીં ત્યાંસુધી સંતોષકારક રીતે તેનો નિવેડો આવવાનો નથી. સરકારે તેમજ મ્યુનિસિપાલીટીઓએ લોકોને આ બાબતમાં સસ્તે ભાવે જમીન આપી જોગવાઇ કરી આપવી જોઇએ. તેમજ મકાનો બંધાય તેમાં હવા અજવાળું પુરતાં છે કે નહીં તેનો બંદોબસ્ત કરવો જોઇએ. શહેરોના લોકોને પોતાના ગામની બહાર મકાનો બાંધવા જગાઓ આપવી જોઇએ.

શરદીવાળી જગાઓ હોય ત્યાં મકાનોની બાંધણી ઉંચી રાખવી. તેમ જ જયાં ગટર હોય ત્યાં એવા મકાનો ગટર સાથે જોડી દેવાં. મકાનોની આસપાસ પાણી ભરાવા દેવું નહી. તેમજ પોળોની અંદરનું ને રસ્તા ઉપરનું પાણી સાફ વહી જાય તે સારૂં નીકો કરવી જોઇએ. વળી પોતાના મકાનોની પાસે લોકોએ પાણી ઢોળવું નહીં. પાણીના નળ છુટા મુકવાથી પણ ઘરની અંદર તેમ પાસે ભીનાશ વધે છે. માટે તેમ થવું ન જોઇએ.

વળી ગરીબ લોકોને ઘરની આસપાસ ગંદકી ન કરવા વારંવાર સમજુત આપ્યા કરવી. જ્યાં જ્યાં મ્યુનિસિપાલીટીઓ હોય ત્યાનાં આરોગ્ય ખાતાના અમલદારોએ ગંદકી દરરોજ નિયમસર ઉપડે એવો બંદોબસ્ત રાખવો જોઇએ.

હવાની બાબતમાં જો ચોખ્ખી હવા મળવાની તજવીજ થાય તો પછી કોઇ પણ ગામની હવા ગમે એટલી ઉષ્ણ હોય તો તેનાથી ઝાઝું નુકસાન થવાનું નથી.

પેઢી ઉતારની બાબતમાં જો બાળલગ્નનો રીવાજ બંધ પડે તો તેથી તેમજ અપકવ વયે પરણેતર જોડું સાથે ન રહે તો તેથી તેમજ વરકન્યા લગ્નની ગાંઠમાં બંધાય તે પેહેલા બન્નેની ઉમરમાં યોગ્ય તફાવત રાખી લગ્ન કરવામાં આવે તો તેનાથી ઘણો ફાયદો થશે. તેમજ સગાંસગાંઓમાં વરકન્યા લેવાદેવાનો ચાલ કેટલીક ન્યાતોમાં છે તે રીવાજ બધ પડવો જોઇએ. કેમકે આવા માબાપથી જે પ્રજા જન્મે છે તે નબળી હોય છે.

સને ૧૯૧૧ ના વસ્તીપત્રક પ્રમાણે આપણા શહેરનોજ દાખલો લેઇએ તો પંદર વરસ સુધીની વસ્તીની સંખ્યા ૬૪૭૪૬ હતી. આમાંના ૯૪૫૪ પરણેલાં ને ૯૮૨ રંડાએલાં હતાં. એટલે લગભગ આ વસ્તીનો $\frac{1}{6}$ ભાગ પરણેલો હતો. હવે આપણે પાંચ વરસ સુધીની વસ્તીનો આંકડો લેઇએ તો તે ૨૬૩૨૪ હતો. આમાંની ૭૭૬ છોડીઓ ને ૫૭૩ છોકરાઓ પરણેલાં હતા, ને ૫૩ છોકરાં ને ૨૩ છોડીઓ રંડાએલી હતી. એટલે ૧૪૨૪ માણસો જેમની ઉમર ફક્ત પાંચ વરસ સુધીની હતી તેમનાં લગ્ન થઇ ગએલાં હતાં. આ વસ્તીમાં પરણેલાનું પ્રમાણ વીસ માણસે એકનું આવે છે. આ ઉપરથી આપણા શહેરમાં બાળલગ્ન કેટલાં થયાં છે તે જણાઇ આવે છે. ખરૂં જોતાં પુરૂષો માટે લગ્ન કરવા લાયક ઉમર પચીસ વર્ષની હોવી જોઇએ, ને સ્ત્રીઓની વીસ વર્ષની અથવા તે ઉપરાંતની હોવી જોઇએ. પણ વૈદકીય રીતે પુરૂષના લગ્ન એકવીસ વર્ષની ઉમર પહેલાં ને સ્ત્રીના લગન સોળ વર્ષની ઉમર પહેલાં કરવાં એ કોઇપણ રીતે સલાહ ભરેલું નથી. તેમજ વર કન્યા કરતાં ઓછામાં ઓછો ૭ વર્ષે મોટો હોવો જોઇએ. તેમજ

કેટલીક વખતે બુઢ્ઢા ડોસાઓ બાર વર્ષની બાળકી સાથે પરણે છે તે પણ ખોટું છે. તેમજ વર નાનો ને કન્યા મોટી એવાં કજોડાં થવાં ન જોઇએ. કેળવણીના પ્રતાપથી આવા રીવાજો દહાડે દહાડે ઓછા થતા જાય છે એ ખુશી થવા જેવું છે.

સુવાવડી સ્ત્રીઓને અંધારી ને બારી બારણાં બંધ કરેલી કોટડીઓમાં રાખવાનો રીવાજ, તેમની તે વખતે માવજતમાં ખામી, સુવાવડ વખતે ગેરવ્યવસ્થા, વહેમ ને અજ્ઞાન, અફીણ સાથેની ગોળીઓ બાળકોને ખવરાવવી, ને અનિયમિતપણું આ બધા કારણો લોકોને તેનાથી થતા નુકસાન સમજાવવાથી તેમજ તે દૂર કરવા તેમને કેળવવાથી મટી જશે. આ બાબતના ચોપાનીયા છપાવી તે લોકોમાં વેહેંચવાં જોઇએ.

નાના બાળકો ઉપર રૂતુના ફેરફારથી જલદી અસર થાય છે તેથી ખાસ કરીને ચોમાસામાં ને શિયાળામાં તેમને કપડાં વિના રાખવા નહીં, શિયાળામાં ગરમ કપડાંની જરૂર છે. તેમજ ચોમાસામાં પણ શરદી ન લાગે તે માટે તેવાં કપડાંની જરૂર છે. ઉનાળામાં પાતળાં કપડાં પહેરાવવાં.

જે સ્ત્રીઓને વારંવાર સુવાવડો થાય છે તેવી સ્ત્રીઓએ અમુક મુદત સુધી બ્રહ્મચર્ય પાળવું એ સલાહ ભરેલું છે. તેમજ જે સ્ત્રીઓને વારંવાર કસુવાવડો થાય છે તેવી સ્ત્રીઓએ પણ આ નિયમ અમુક મુદત ( ઓછામાં ઓછા છ માસ ) સુધી પાળવો.

જે સ્ત્રીઓ મીલોમાં કામ કરે છે તેવી સ્ત્રીઓ સારૂ મીલમાલેકોએ તે સ્ત્રીઓ પોતાના બાળકોને ધવરાવી શકે તેવી અલાહદી જગો કરી આપવી જોઇએ. વળી આવી સ્ત્રીઓને છેલ્લા દહાડા જતા હોય તે વખતે તેમજ સુવાવડ પછી ત્રણ મહિના સુધી મીલમાં કામ કરવું તેમની તેમજ તેમના બાળકોની તન્દુરસ્તી સારૂ સલાહ ભરેલું નથી એમ તેમને સમજાવવું જોઇએ.

માબાપને ગરમીનો રોગ લાગુ થએલો હોય તો તેથી તેમના બાળકોમાં મરણ વધારે થાય છે તેથી વ્યભિચારનો અટકાવ, નીતિના નિયમોનો બોધ, ને જે સ્ત્રી અથવા પુરૂષને ગરમીનો રોગ લાગુ થયો હોય તેવા સ્ત્રી ને પુરૂષે

રોગ જણાય તે વખતે પરહેજ રહેવું—આ ઉપાયોથી—આ કારણથી—થતાં નુકસાન કમી થશે.

સ્ત્રીઓને આરોગ્યતાની બાબતમાં તેમજ બાળકોની સંભાળ કેવી રીતે લેવી તે બાબતના ભાષણો કેળવાએલી સન્નારીઓએ જુદા જુદા લત્તાઓમાં વખતોવખત આપ્યાં કરવાં. વળી પરણેલી સ્ત્રીઓ માટે જુદા જુદા લત્તાઓમાં બપોરની વખતે આ બાબતનું તેમને જ્ઞાન મળે તે સારૂ ખાસ વર્ગ કાઢવા જોઇએ તેમજ કન્યાશાળાઓમાં ઉપલા વર્ગોમાં ગર્ભવંતી ને સુવાવડી સ્ત્રીઓની સંભાળ કેવી રીતે લેવી તેમજ નાનાં બાળકોને કેવી રીતે ઉછેરવાં તે બાબતનું જ્ઞાન મળે એવી ગોઠવણ થવી જોઇએ.

જે સ્ત્રીઓ પૈસે ટકે સુખી છે તેમણે જો તેઓ પોતાની તથા પોતાના બચ્ચાઓની તનદુરસ્તી જાળવવા માગતી હોય તો વ્યાયામ નિયમસર લેવો જોઇએ. 'પેહેલું સુખ તે જાતે નર્યા' આ વાત તેમણે કોઇ દહાડે ભુલવી નહીં. પાસે ગમે એટલો પૈસો હશે પણ તનદુરસ્તી ન હોય તો તે કાંઇ કામનો નથી. આપણે જોઇએ છીએ કે વગડામાં જે સ્ત્રીઓ રહે છે તેમને સુવાવડની વેદનાની કાંઇ ખબર પડતી નથી. ને સુવાવડ આવી કે તુરત જ જન્મેલા બાળકને લેઇ તેવી સ્ત્રીઓ એક જગોએથી બીજી જગોએ ચાલીને જાય છે. ગામડાઓમાં પણ ઘણી ગરીબ વર્ગની મજુરી કરતી સ્ત્રીઓ સુવાવડ પછી ઘરનું બધું કામ કરે છે. પણ જ્યારે આપણે શહેરો તરફ નજર કરીએ છીએ ત્યારે આપણને જણાય છે કે જેમ જેમ નાજુકતા વધે છે તેમ તેમ તેવી સ્ત્રીઓને સુવાવડ વખતે વધારે વેદના થાય છે. આનું કારણ કસરતની ખામી છે. પહેલાં જ્યારે સ્ત્રીઓ પોતાના હાથે દળવા ખાંડવાનું કામ કરતી ને કુવામાંથી પીવાનું પાણી ખેંચતી ત્યારે તેમની શરીરસંપત્તિ વધારે સશક્ત ને મજબુત રહેતી. હવે તે જમાનો વહી ગયો છે. ને કેટલીક નાતોમાં નાજુકતા ઘણી વધી છે. તેના માઠાં પરિણામ આપણે નજરે જોઇએ છીએ. માટે જો કે હવે દળવા ખાંડવાનું ને પાણી ખેંચવાનું કામ શ્રીમંત ઘરની સ્ત્રીઓ કરી ન શકે તો પણ દરરોજ દેવદર્શને જવું, રોજ ચાલવાનો રીવાજ રાખવો, એવાં કસરત થાય

તેવાં પગલાં લેવાં જોઇએ. ગુજરાતના હિંદુઓમાં ગરબાનો જે ચાલ છે તેનાથી પણ સ્રીઓને એક જાતની કસરત જ મળે છે. આ બાબત કેળવાએલા પુરૂષ વર્ગે પોતાનાં ઘરની સ્રીઓ, બેહેનો, ને દીકરીઓના મન ઉપર ઠસાવી તે પ્રમાણે તેઓ ચાલે એવી તજવીજ કરવી જોઇએ.

છેલ્લો ને કોઇ પણ રીતે ઉતરે નહી એવો સવાલ ચોખ્ખા દુધનો છે. આ શહેરનો જ દાખલો લેઇએ તો અહીંઆ માખણ બનાવવાના કારખાનાઓ ઘણાં નિકળ્યા છે. તેમાં દુધમાંથી માખણ કાઢી લેઇ જે સત્વ વિનાનું દુધ રહે છે તે લોકોને ચોખ્ખા દુધ તરીકે વેચવામાં આવે છે. બહાર ગામથી પણ આવું દુધ અહીંઆ વેચવા માટે આવે છે. આ દુધ સસ્તું વેચાય છે તેથી ગરીબ લોકો તે વેચાતું લેઇ પોતાના નાના બાળકોને ખોરાક તરીકે આપે છે. આવા દુધથી બાળકોને શક્તિ આવતી નથી. ને તેવાં બાળકોને ઝાડા વિગેરેના રોગ થાય છે. તેથી આવા દુધના ઉપર અંકોશ મુકવાની જરૂર છે. ઘાંચીઓ દુધમાં બીજી રીતે પણ ભેળસેળ કરે છે. તે સામે પણ મ્યુનિસિપાલીટીઓએ પગલાં લેવાં જોઇએ. તેમજ ગૌશાળા સ્વચ્છ રહે તે બાબતના નિયમોનો અમલ બરાબર થવો જોઇએ.

મુંબઇમાં ગરીબ લોકોને સસ્તા ભાવે દુધ મળવા માટે ગોઠવણ કરવાની તજવીજ ચાલતી હતી. અમદાવાદ જેવા શહેરમાં એવી ગોઠવણ થવાની જરૂર છે. અહીંઆ સરકાર તરફથી દુધ ને માખણ લશ્કરને માટે તઇઆર કરવાનું એક કારખાનું છે ત્યાં ચોખ્ખું દુધ તેયાર થઇ જ્યાં જ્યાં મોકલવાની જરૂર છે ત્યાં મોકલવામાં આવે છે. જેમ લશ્કરને માટે સરકાર તરફથી આવી ગોઠવણ થાય છે તેમ સામાન્ય લોકો માટે એવો બંદોબસ્ત થાય તો તેનાથી ઘણો ફાયદો થશે.

ઇંગ્લાંડમાં જે નાનાં બાળકો મરણ પામે છે તેમાંના ૭૫ ટકાને ઉપરનો ખોરાક મળેલો એમ જણાયું છે. બર્લીન શહેરમાં સને ૧૯૦૦ થી ૧૯૦૪ સુધીમાં જે બાળકો માના ધાવણ ઉપર રહેલા તેમાંના સેંકડે ફક્ત ૯·૬ એક વર્ષની ઉમરની અંદર મરણ પામેલા જણાયાં. ને જે બાળકોના

ખોરાકની ખબર મળી નહીં તેવાં સેંકડે ૯૦'૪ જણાયા. પારીસ શહેરમાં માના ધાવણ ઉપર ઉછરેલા બાળકોમાં શીયાળામાં દર હજારે બેજ બાળકો ઝાડાના રોગથી મરણ પામેલા માલમ પડયા ને ઉનાળાંમાં દર હજારે વીસ મરણ પામેલા જણાયા પણ જે બાળકો ઉપરના ખોરાક ઉપર ઉછરેલા તેમાં શીયાળામાં દર હજારે બાર મરણ ને ઉનાળામાં દર હજારે ૧૫૮ મરણ આ કારણથી થએલાં જણાયાં. એટલે લગભગ આવા છ બાળકોમાં એક બાળક આ કારણથી મરણ પામ્યું.

મુંબઇ શહેરમાં લગભગ સેંકડે સીતેર ટકા બાળકો માના ધાવણ ઉપર ઉછરે છે. ને ત્રીસ ટકા બાળકો ઉપરના દુધ અથવા ખોરાક ઉપર ઉછરે છે.

દુધને લગતોજ સવાલ નાના બાળકોને બરાબર ખોરાક આપવાનો છે. બનતા સુધી માતાઓએ પોતાના બાળકોને જાતેજ ધવરાવવાં, પણ મંદવાડના અથવા બીજા કારણના લીધે જો તેમનાથી તેમ ન થઇ શકે તો જેમનાથી બની શકે તેમણે ધાવ રાખવી. પણ ધાવ રાખતાં પહેલાં તે જાતે તનદુરસ્ત છે કે નહીં તેની ખાત્રી કરવી તેમજ તેનું દુધ સારૂં છે કે નહીં તેની પણ પેહેલાં તપાસ કરવી. વળી તેનું બાળક તન્દુરસ્ત છે કે નહીં તેની પણ તજવીજ કરવી. તેના બાળકની ઉંમર સરખી હોય તો બહુજ સારૂં. પણ બધી સ્ત્રીઓ ધાવ રાખી શકે એવી સ્થિતિમાં હોતી નથી. ગરીબ વર્ગની સ્ત્રીઓને ધાવણ આવતું નહોય તો પોતાના બાળકોને ગાઇનું, ભેંસનું, યા બકરીનું દુધ આપવું પડે છે. માટે જો એકથી ત્રણ માસની અંદરના બાળકોને ગાયનું દુધ આપવું હોય તો તેમાં સરખા ભાગે પાણી મેળવવું ને તેમાં થોડી ખાંડ યા એકાદ પતાસું નાંખવું ને પછી તે દુધને એક ઉભરો આવે ત્યાં સુધી ઉકાળીને નીચે ઉતારી લેવું. દુધ ઉપર તોર બાઝે ત્યાં સુધી ઉકાળવું નહીં. તેમજ દુધ ઉપરની મલઇ કાઢી લેવી નહી. મલઇ ઉપર બાઝવાજ દેવી નહીં. જો દુધ ઉપરની મલઇ કાઢી લેવામાં આવી તો તેમાંનું સત્ત્વ જતું રહે છે. બાળકોની ઉંમર ત્રણથી છ માસ સુધીની હોય તો તેવા બાળકોને બે ભાગ દુધ ને એક ભાગ પાણી લેઇ મેળવી મેળવી તેમાં ખાંડ અથવા પતાસું નાંખી

તે ઉકાળી પછી ઉપયોગમાં લેવું. બાળકોની ઉંમર છ માસ ઉપરાંતની થઇ તો પછી દુધમાં પાણી ઉમેરવાની જરૂર નથી.

દુધ પાવાની શીશીને દરેક વખતે ઉપયોગમાં લીધા પછી ગરમ પાણીથી ધોઇ નાંખવી. તેમજ રબરની ડીંટડી ને પણ દરેક વખતે સાફ કરવી.

બનતા સુધી ડબ્બાનું દુધ બાળકોને આપવું નહીં કારણકે તેનાથી બાળકોને પેટનાં ને આંતરડાનાં રોગ થાય છે. બનાવેલો ખોરાક પણ બનતા સુધી બાળકોને આપવો નહીં. પણ જો નજ ચાલે તો મેલીન્સફુડ, આલનબરી ફુડ, ગ્લાક્ષો વિગેરે સારા ખોરાકો એકથી ત્રણ માસની અંદરના બાળકોને આપવા.

બાળકોને ખોરાક દહાડામાં કેટલી વખતે આપવો તે પણ યાદ રાખવાની જરૂર છે. છેક નાના બાળકો હોય તેમને બે બે કલાકે ખોરાક આપવો ને દરેક વખતે અધોળ યા દોઢ અધોળથી વધારે આપવો નહીં. બાળક એક માસનું થયા પછી ખોરાક અઢી અઢી કલાકે આપવો ને દર વખતે દોઢ અધોળથી નવટાંકજ આપવો. ત્રણ માસનું બાળક થાય કે ખોરાક ત્રણ ત્રણ કલાકે આપવો ને દર વખતે અઢી અધોળથી ત્રણ અધોળ સુધીજ આપવો. ઘણી માતાઓ દરેક વખતે બાળક રડે તો તેને દુધ પાય છે. પણ તે ભુલ છે. વધારે દુધ પાવાથી અથવા વારંવાર પાવાથી ઝાડા થાય છે. માટે તેમ થાય તો બાળકોને વખતો વખત એરંડીયાનો જુલાબ આપવો.

બાળકોની ઉમર વરસ દહાડાની થઇ કે તેમનું ધાવણ છોડાવવું, વળી ગર્ભવંતી સ્ત્રીએ પોતાના બાળકોને ધવરાવવાં નહીં.

કેટલીક સ્ત્રીઓ બાળક છ માસનું થયું ત્યારથીજ તેને ભારે ખોરાક આપવાનું શરૂ કરે છે. તેવા બાળકોને કલેજાના તથા પેટ ને આંતરડાના રોગ થાય છે. માટે બાળક એક વર્ષનું થાય નહી ત્યાં સુધી તેને ભારે ખોરાક આપવો નહીં.

ઉપરની સુચનાઓ સામાન્ય કારણો માટે ઉપયોગી થશે. હવે બાળકો

જન્મતા પેહેલાં માના પેટમાં હોય તે વખતે જે કારણોને લીધે તેઓ જન્મ્યા પછી જલદી મરણ પામે છે તેનો પણ ઇલાજ થવો જોઇએ. જો સ્ત્રીઓને ગરમીના રોગના લીધે કસુવાવડો થઇ હોય તો તેવી સ્ત્રીઓએ તે રોગનો ઉપચાર કરવો જોઇએ. જો ગર્ભાવસ્થામાં ગુડદાના સોજાના લીધે પગે ને શરીરે સોજાં આવેલા હોય તો દુધનો ખોરાક, ને જુલાબ વિગેરે લેવાં જોઇએ. જો દારૂના લીધે ગર્ભાવસ્થામાં શરીર બગડે તો દારૂ તજવો જોઇએ. તેમજ ગર્ભાવસ્થામાં સ્ત્રીઓને ગર્ભાશયના રોગના લીધે હરકત થતી હોય તો તેનો તુરત ઇલાજ કરવો જોઇએ.

જન્મ્યા પછી બાળકો અશક્તિના લીધે તેમજ દુધ ન મળવાથી એક માસની અંદર વધારે મરણ પામે છે. તેથી બાળકો અશક્ત અથવા નબળાં જન્મેલા જણાય તો તેમને ગરમ રૂમાં લપેટીને રાખવાં ને શરીરે તેલ ઉનું કરીને ચોળવું. જે બાળકોને દુધ ન મળે તેમને ગાયનું દુધ ઉપર લખ્યા મુજબ પાવું. એક માસની અંદર તાણ અથવા આંચકી થવાથી પણ બાળકોમાં મરણ થાય છે. તેવી વખતે દાક્તર અથવા વૈદ્યની તુરત સલાહ લેવી. પણ દાક્તર આવતાં પેહેલાં એવાં બાળકને ઉનું પાણી ખમાય એવું તૈયાર કરી તેમાં થોડી વાટેલી રાઇ નાંખી છાતી સુધી પાંચ મીનીટ બોળી પછી બહાર કાઢી શરીર કપડાથી લોહી કોરૂં કરી કપડાં પાછાં પેહેરાવી બીછાના ઉપર સુવાડવું. તેમજ જો તાવ હોય તો માથે બરફ ઘસવો. બરફ ન હોય તો થંડા પાણીનું કપડું માથા ઉપર મુકવું.

એક માસની અંદર કેટલાક બાળકો રતવાથી મરણ પામે છે. આ થવાનું કારણ માબાપને ગરમીનું દરદ થયું હોય તો બાળકોના શરીર ઉપર ચાઠાં, તથા ચાંદીઓ પડે છે. તેમજ શરીરના કેટલાક ભાગ લાલચોળ થઇ કેટલીક વખતે તે પાકે છે પણ ખરાં. તેવે પ્રસંગે દાક્તરની અથવા વૈદ્યની સલાહ લેવી ને એવા બાળકોની માતાઓએ પણ ઓસડ લેવું જોઇએ.

ઝાડા ને મરડાને લીધે પણ બાળકોમાં મરણ ઘણાં થાય છે. તેનું મુખ્ય કારણ ખોરાક વધારે આપવાથી અથવા દુધ ખરાબ હોય તો તેથી ઉત્પન્ન

થાય છે. માટે આવાં બાળકોને પેહેલા તો એરંડીયાનો જુલાબ આપવો સલાહ ભરેલું છે. તેમજ પેટે ગરમ કપડાનો પાટો લપેટવો.

વરાધ ( Bronchitis ) ને લીધે બાળકોમાં ઘણાં મરણ થાય છે. તેનું કારણ બાળકોને પુરતાં કપડાં ન હોય તો તેથી શરદી લાગવાથી થાય છે. માટે રૂતુના ફેરફાર મુજબ બાળકોને કપડાં પેહેરાવવાં જોઇએ. તેમજ આ દરદ લાગુ થયું તો છાતીએ શેક કરવો. શેક કરવો તો કોરાં લુગડાં ગરમ કરીને શેક કરવાથી ફાયદો થતો નથી. તેનાથી ઉલટો કફ નીકળતો બંધ થાય છે. શેક કરવો તો અજમો અથવા મીઠું ગરમ કરી તેની પોટલી કરી તેનાથી બાળકની છાતી ને પીઠ શેકવાં.

બાળકોને બળીઆનું દરદ લાગુ ન પડે તે સારૂ બનતા સુધી દરેક બાળકને છ માસની અંદરજ બળીઆ ટંકાવી લેવા.

ઓરીથી પણ બાળકોમાં ઘણા મરણ થાય છે તે વખતે જે બાળકને આ દરદ થયું હોય તેના સમાગમમાં બીજા બાળકોને આવવાં દેવા નહીં. તેમજ એવા બાળકને ઓરીમાંથી વરાધ થાય તો શેક કરવો. આ રોગમાં કેટલીક વખતે બાળકોને ગરમ વસ્તુઓ ખવરાવે છે. પણ તેનાથી મરડો થઇ નુકસાન થાય છે. તેમજ કેટલીક વખતે શરદી થાય તેવી ચીજો પાવામાં આવે છે તે પણ ખોટું છે. તાવથી પણ બાળકોમાં મરણ ઘણા થાય છે. એવાં બાળકોને ઝાડાનો બંધકોશ હોય તો જુલાબ આપવો. તેમજ તાવની દવા કરવી.

ઉંટાટીઆથી પણ ઘણા બાળકો મરણ પામે છે. આ રોગ ચેપી છે. તેથી તેવા બાળકના સમાગમમાં બીજાં બાળકોને આવવાં દેવાં નહીં. આ દરદમાં ઝાડાનો ખુલાસો રહે તો બાળકને ઉધરસ વધારે આવતી નથી. તેથી એવા બાળકોને ત્રણ ચાર દહાડે એરંડીઆનો જુલાબ આપવો. કેટલાક લોકો એવા બાળકોને શરૂઆતમાંજ ઘી પાય છે. પણ તેનાથી ફાયદાને બદલે નુકસાન થયાના ઘણા દાખલા જોવામાં આવ્યા છે. માટે બાળકોને ઉંટાટીઆમાં શરૂઆતમાં ઘી પાવું નહીં.

હવે બાળ મરણુ ઘટાડવા માટે ફ્રાન્સના વીલીયરસ નામના ગામમાં જે જે સરસ ઉપાયો લેવામાં આવ્યા છે તેનું વિવેચન નીચે આપ્યું છે.

મજકુર ગામમાં મી. એમ. મ્યારીલડે-વ્હીલીઅર્સ નામના ગૃહસ્થના પ્રયાસથી સને ૧૮૯૩ થી ૧૯૦૩ સુધીના દસ વર્ષના ગાળામાં એક પણુ બાળ મરણુ થયું નથી એમ ડાક્તર એસ. જી. મુરે આપેલું ભાષણ ઇંગ્લાંડમાં પ્રસિદ્ધ થતાં 'લાન્સેટ' નામના વૈદકીય ચોપાનીયામાં છપાયું છે તે ઉપરથી જણાય છે. તે ગામના સો વર્ષના બાળમરણુના આંકડા છપાએલા છે તે ઉપરથી માલમ પડે છે કે સો વર્ષ પેહલા દર સો જન્મેલા બાળકોમાં ૨૮ મરણુ પામંતા તે નેઉ વર્ષે દર સો જન્મે ૧૩ જ મરણો થયા. એટલુંજ નહીં પણુ ઉપર બતાવ્યું છે તેમ સને ૧૮૯૩ થી ૧૯૦૩ સુધીમાં એક પણુ બાળમરણુ તે ગામમાં થયું નથી. સને ૧૮૫૪ થી ૧૮૬૩ સુધીમાં બાળ-મરણુનું પ્રમાણુ ત્યાં સેંકડે ૧૫ જ આવેલું; જો કે તે પેહેલાં તે વીસ ઉપરાંત હતું. તે ગામમાં સને ૧૮૦૪ માં માણસની સરેરાસ ઉમર ૩૪ વર્ષ ને ૨ મહિનાની હતી. ને ૧૯૦૩ માં ૬૬ વર્ષ ને ૭ મહિના હતી. ત્યાં સને ૧૮૦૪ થી ૧૮૭૮ સુધીમાં ૪૩ મુવેલા બાળકો જન્મ્યા. ને ૧૮૭૮ થી ૧૯૦૩ સુધીમાં બેજ બાળકો મુવેલા જન્મ્યા. આ જે બે બાળકો મુવેલા જ-ન્મ્યા તેમને વખતસર વૈદકીય મદદ ન મળી એવું મી. વ્હીલીઅરસનું માનવું હતું. તેથી તેમણે ઠરાવ કર્યો કે જો ચોવીસ કલાકની અંદર કોઇ સુવાવડી સ્ત્રીને બાળક અવતર્યું નહીં તો દાઇએ તુરતજ ડાકતરને બોલાવી તેની મદદ લેવી. ગર્ભવંતીને સુવાવડી સ્ત્રીઓ માટે એ ગામમાં દસ નિયમો કરેલા છે તે નીચે મુજબ છે.

૧. દરેક સુવાવડી સ્ત્રીએ જેને મદદની જરૂર હોય તેણે ગામના અધિકારી પાસેથી મદદ લેવીજ જોઇએ.

૨. દરેક ગર્ભવંતી સ્ત્રીને સાત મહિના પુરા થાય તે પહેલાં ગામના મુખ્ય અધિકારીની કચેરીમાં તે હકીકત નોંધાવવી ને તેને પસંદ હોય તે દાઇનું નામ આપવું. મજકુર દાઇએ સદહું બાઇની શારીરિક તપાસ કરી

તેને પેશાબમાં Albumen છે કે નહી તેની તેમજ ગર્ભાશયમાં કાંઈ હરકત છે કે નહી તેની તપાસ કરવી.

વળી બાળકની ગર્ભાવસ્થામાં સ્થિતિ જોખમભરેલી નથી તેની પણ ખાત્રી કરવી.

૩. જરૂર પડે તો દાઇએ દાક્તરને બોલાવવો. તેણે ફતેહમંદ નિવડે એવી રીતે સુવાવડ કરવી. ને તેનો ખર્ચ તેને ફંડમાંથી મળશે.

૪. દરેક સુવાવડી સ્ત્રીને પેહેલો દહાડો બાદ કરતાં ૭ દહાડા સુધી દસ પેન્સ (આના) આપવામાં આવશે, પણ જો તે મુદત પેહેલા તે ખાટલામાંથી બહાર નિકળશે તો તેને કાંઇ પણ આપવામાં આવશે નહીં.

૫. દરેક સ્ત્રી જે બાળકને ધવરાવે તેને દુધને ગરમ કરવાનો સંચો આપવામાં આવશે. તેની તપાસ મ્યુનિસિપાલીટી કરશે.

૬. જે બાળકોને ધવરાવવા માટે ધાવને સ્વાધીન કરવામાં આવ્યાં હોય તેમનું દર પખવાડીએ વજન લેઇને તેની નોંધ રાખવામાં આવશે.

૭. એવા દરેક બાળકને ઝાડો, ઉલટી, અથવા ફેફસાના દરદ થાય તો દરદ શરૂ થએથી ચોવીસ કલાકની અંદર મ્યુનિસિપાલીટીને ખબર આપવીજ જોઇએ.

૮. જે ધાવ પાંચમા, છઠ્ઠા, ને સાતમા નિયમ પ્રમાણે ચાલશે નહી તેનું નામ પત્રકમાંથી કમી કરવામાં આવશે.

૯. જે સ્ત્રીઓ ગરીબ છે ને પોતે પોતાના બાળકોને ધવરાવે છે તેમને દુધ ગરમ કરવાનો સંચો ઉછીનો આપવામાં આવશે. અને ધાવને તે ઓછી કીંમતે વેચાતો આપવામાં આવશે.

૧૦. દરેક ધાવ જે વર્ષ આખરે તેને સોંપેલું બાળક સારી સ્થિતિમાં લાવીને દેખાડશે તેને દર મહિને વર્ષ દહાડા સુધી બે શીલીંગ દોઢરૂપીઓ) મળ્યા કરશે.

આ જે દસ નિયમો છે તેનો સાર એ છે કે લોકોને સૂચના કરીનેજ તે ગામના અધિકારીઓ બેસી રહેતા નથી. પણ ગર્ભવંતી સ્ત્રીઓને માથે,

દાઇઓને માથે, દાકતરોને માથે, તેમજ ધાવોને માથે ફરજો નાંખવામાં આવેલી છે. દરેક ગર્ભવંતી સ્ત્રીને આ પ્રમાણે ગર્ભને ઉછેરવામાં મદદ કરવાનો હક મળે છે. તેમજ ગર્ભની ખબર આપવી પડે છે. દાઇઓને સ્ત્રીઓની ગર્ભ સ્થિતિ બરાબર છે કે નહી તેની ખાત્રી કરવી પડે છે. ને તેમ નહોય તો દાકતરોને તુરત ખબર આપવી પડે છે.

જ્યાં આવી રીતે નિયમો પ્રમાણે ચાલવામાં આવે ત્યાં બાળ મરણ થોડાં થાય તેમાં શી નવાઇ?

ઇંગ્લાંડમાં દાકતરોના બાળકોમાં દર સો જન્મેલા બાળકોમાં સેંકડે ચારજ મરણ થાય છે. તેનું કારણ તેઓ બધા નિયમો પ્રમાણે અમલ કરે છે.

તે દેશમાં દર હજાર જન્મેલા બાળકોમાં સને ૧૯૦૬ થી ૧૯૧૨ સુધીમાં મરણ પ્રમાણ ૧૧૫ નું આવેલું ને દહાડે દહાડે તે ઓછું થતુ જાય છે. નાર્વે, સ્વીડન, ન્યુઝીલાંડ, ને આસ્ટ્રેલીઆમાં દર હજાર જન્મે મરણનું પ્રમાણ બાળકોમાં ૮૦ થી ઓછું છે, દાકતર ન્યુશોમ કહે છે કે ઇંગ્લાંડમાં સને ૧૯૦૬ થી ૧૯૧૨ સુધીનાં સાત વર્ષમાં તે પેહેલાના સાત વર્ષની સાથે સરખામણી કરતાં ૧૮૫૭૭૨ બાળકોના જીવ બચ્યા ને બાળકોમાં મરણનું પ્રમાણ દર હજાર જન્મેલા બાળકોએ ૧૪૪ નું હતું તે ઘટીને ૧૧૫ ઉપર આવ્યું. ત્યાં મુખ્ય ચાર નિયમો ઉપર ધ્યાન આપવામાં આવે છે તે નીચે પ્રમાણે.

૧. સુવાવડ માટે યોગ્ય ગોઠવણ કરી આપવી.

૨. દરેક જન્મેલા બાળક માટે બંદોબસ્ત કરી આપવો.

૩. ખોટી જાહેર ખબરો બંધ કરવી.

૪. આ બાબતની યોગ્ય કેળવણી આપવી.

તે દેશમાં અમલદારો ને દાકતરો સાથે મળીને આ કામમાં મદદ કરે છે. કેમકે છુટાછવાયા લીધેલા ઇલાજોથી ફાયદો થતો નથી એમ તેઓ સારી પેઠે સમજે છે. તે પ્રમાણે આપણા દેશમાં થાય તો બાળ મરણમાં ઘટાડો નક્કી થશે.

તે દેશમાં બાળક જન્મે તે પેહેલા ગર્ભવંતી સ્ત્રીઓ માટે નીચે મુજબ બંદોબસ્ત રાખવામાં આવે છે.

૧. દરેક સ્ત્રી ગર્ભવંતી હોય તેને યોગ્ય અધિકારીને ખબર આપવી પડે છે. ને સ્ત્રી દાકતર તેની તપાસ લે છે.

૨. ઘરની સંભાળ રાખવામાં આવે છે. ને તેમાં હવા અજવાળું બરાબર છે કે નહીં, સ્વચ્છ છે કે નહીં, તેમજ સુવાવડ માટે અલાહદી ઓરડી છે કે નહી, તેમજ પૈસા ટકા બાબતની સ્થિતિ કેવી છે ને તન્દુરસ્તી કેવી છે તેની તપાસ કરવામાં આવે છે.

૩. ગર્ભવંતી સ્ત્રીની જાત તપાસ કરવામાં આવે છે. તેને કસુવાવડ પેહેલા થએલી કે કેમ તેની પણ તજવીજ કરવામાં આવે છે. વળી પેહેલા સુવાવડ થએલી હોય તો તે વખતે કાંઇ અડચણ પડેલી કે કેમ તેની પણ તપાસ કરવામાં આવે છે. તેમજ કસુવાવડો થઇ હોય તો શા કારણથી તે થએલી તેનું કારણ શોધી કાઢી તે પ્રમાણે ઉપાય લેવામાં આવે છે.

૪. ગર્ભવંતી સ્ત્રીનો સુવાવડનો વખત પાસે આવે તે વખતે તેના દીલ ને ફેફસાની તપાસ કરવામાં આવે છે તેમજ પેટનું તેમજ પેડુનું માપ લેવામાં આવે છે, ને પેશાબ પણ તપાસવામાં આવે છે.

૫. આવી સ્ત્રીઓને ખોરાક, કપડાં, કસરત, આરામ, ઉંઘ, શારીરિક ને માનસિક આરોગ્યતા, બાળકના માટે પારણું ને કપડાં માટે બંદોબસ્ત કરી રાખવો એવી સુચના કરવામાં આવે છે.

૬. સુવાવડ પેહેલાં ખોરાક, તથા દાક્તરોની સલાહની મદદ આપવામાં આવે છે. સુવાવડ માટે પેહેલાથીજ દાક્તરની અથવા દાઇની જોગવાઇ કરવામાં આવે છે તેમજ સુવાવડ વખતે શેક માટે રબરની ગરમ પાણી ભરવા કોથળીઓ પણ આપવામાં આવે છે.

૭. સુવાવડ વખતે જો ગર્ભાશયમાંથી કાંઇ જહેરની અસર સુવાવડી સ્ત્રીને લાગુ પડે તો તેવી સ્ત્રીઓ માટે અલાહદી ઇસ્પીતાલમાં ગોઠવણ કરી આપવામાં આવે છે.

મુંબઇના હેલ્થ ઓફીસર દાક્તર ટર્નર બાળ મરણમાં ઘટાડો થવા સારૂ નીચે મુજબ સુચનાઓ કરે છે.

૧. નાના બાળકોને કેવી રીતે ઉછેરવાં તેમજ ખોરાક કેવી રીતે આપવો એ બાબતનું જ્ઞાન કન્યાઓને ઉપલા વર્ગમાં આપવું.

૨. ચોખ્ખા દુધ માટેની દુકાનો કાઢવી.

૩. બાળકો મુવેલાં જન્મે તેની નોંધ રાખવી.

૪. દરેક જન્મ ૪૮ કલાકની અંદર નોંધાવવો.

૫. બાળકોના મરણ માટે તપાસ કરવા એક કમિટી નિમવી.

૬. મીલમાં કામ કરતી સ્ત્રીઓને સુવાવડ પછી ત્રણ મહિનાની રજા આપવી. તેમજ જે સ્ત્રીઓને છેલ્લા દહાડા જતા હોય તેવી ગર્ભવંતી સ્ત્રીઓને પણ રજા આપવી.

૭. ધંધાનું મથક હોય. એવા શહેરમાં જ્યાં બાળકોને રાખવામાં આવતાં હોય ત્યાં દેખરેખની જરૂર છે.

૮. બાળકોના રક્ષણ માટે કાયદો થવાની જરૂર છે. પેહેલાં ચરોતરમાં તેમજ કાઠીઆવાડમાં કન્યાનો જન્મ થાય તેને દુધ પીતી કરવામાં આવતી. સુભાગ્યે એ દુષ્ટ ચાલ નાબુદ થયો છે. પણ હાલ કેટલેક ઠેકાણે કુચાલને લીધે જે સ્ત્રીઓને બાળકનો જન્મ થાય તેવા બાળકોની સંભાળ લેવા માટે આશ્રમો નિકળ્યાં છે.

૯. બાળકોને જે ખોરાક આપવામાં આવે તેની ચોખ્ખાઇ વિષેની ખાત્રી મેળવવી જોઇએ.

૧૦. દુધની દુકાનો ને ગૌશાળા ઉપર પણ દેખરેખ રાખવાની જરૂર છે.

૧૧. ભણેલી દાઇઓને લોકોમાં જઇ આ બાબતનું જ્ઞાન ફેલાવવા રાખવી.

૧૨. દાઇઓ માટે કાયદો ઘડવો.

આ ઉપર બધી સુચનાઓ આપી છે તેમાં એક વધારે સુચના એ છે કે જેટલા લગ્ન થાય તેની નોંધ રહેવી જોઇએ કે જે ઉપરથી લગ્નના પ્રમાણમાં જન્મ કેટલાં થયાં તે બરાબર જણાઇ આવે.

# સામાન્ય વિવેચન.

યુરોપ ખંડમાં આપણા દેશ કરતાં બાળમરણનું પ્રમાણ ઓછું છે એ ઉપર બતાવવામાં આવ્યું છે. ત્યાં ખાસ કરીને ઈંગ્લાંડમાં બાળમરણનો સવાલ દર વર્ષે ચર્ચાય છે ને પરિષદો મળી યોગ્ય ઉપાય લેવામાં આવે છે. આપણા દેશમાં ને ખાસ કરીને આપણા શહેરમાં બાળમરણનું પ્રમાણ ભારે છે એ આગળ દર્શાવ્યું છે. તેથી આ સવાલ આપણે વગર ઢીલે ઉપાડી લેવો જોઇએ. કેળવાએલા ગૃહસ્થોની પોતાના પ્રત્યે, પોતાના કુટુંબ પ્રત્યે, સગાં વહાલાં પ્રત્યે, આડોશી પાડોશી પ્રત્યે, ગામ ને શહેર પ્રત્યે તેમ જ આપણા દેશ પ્રત્યે જે પવિત્ર ફરજ છે તેની રૂએ બાળમરણમાં ઘટાડો થવા સારૂ જે જે ઉપાયો લેઇ શકાય તે બધા લેવામાં તેમણે મદદ કરવી જોઇએ. બીજા દેશોમાં જ્યારે આગેવાનોની મદદથી બાળમરણ ઓછાં થતાં જાય છે ત્યારે શું આપણી ફરજ તે પ્રમાણે પગલાં લેઇ હાલની સ્થિતિમાં સુધારો કરવાના પ્રયત્ન કરવાની નથી? પણ આપણે તો હાથ જોડીને બેસીએ છીએ ને દર વર્ષે જે લાખો નિરપરાધી બાળકોનો નાશ થાય છે તે અટકાવવા માટે કાંઇ કરતા નથા એ ઓછી દિલગીરીની વાત નથી.

તેથી મારી નમ્ર સુચના એવી છે કે સરકારે આ બાબત એક કમિશન નીમી આ વિષયને લગતા સઘળા સવાલોની ચર્ચા ચલાવી જે જે પગલાં લેવાની જરૂર પડે તે લેવાં જોઇએ. કમિશન નિમાતાં વાર લાગે એમ છે તો આપણા દેશમાં જે આગેવાન દાકતરો તથા ગૃહસ્થો છે તેમણે આ બાબતની એક પરિષદ મેળવી તેમાં વિચાર કરી જે જે નિર્ણય ઉપર તેઓ આવે તે ઠરાવો સરકાર ઉપર તેમજ લોકોની જાણ માટે પ્રસિદ્ધ કરવા. તેથી પણ ફાયદોજ થશે.

આપણા શહેરમાં પણ મ્યુનિસિપાલીટી આ બાબતમાં કમિટી નિમી તપાસ કરી યોગ્ય પગલાં લેશે તો તેથી પણ આપણા શહેરના બાળકોના [illegible]ને તે લાભદાયીજ નિવડશે.

## ઉપસંહાર.

ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની વ્યવસ્થાપક મંડળીએ આ ભાષણ માટે મને પસંદ કર્યો તે માટે તેમનો તેમજ આપ બધાએ મારૂં ભાષણ શાંતિથી સાંભળ્યું તે માટે તમારો આભાર માનું છું. આ સવાલ વિષે મારા વિચારો આપની સમક્ષ મેં રજુ કર્યા છે. તેમાંથી હંસક્ષિર ન્યાયે ગ્રહણ કરી એ સવાલ ઉપાડી લેશો એવી મારી આપ સર્વેને નમ્રતાપુર્વક ખાસ વિનંતિ છે. ને હાજર છે તે ગૃહસ્થોમાંથી કોઇના પણ મન ઉપર આ બાબતની લાગણી થાય તો મારા શ્રમનો બદલો મને મળ્યો એમ હું માનીશ.

આપણા દેશમાં તેમજ શહેરમાં જ્યારે જન્મની સંખ્યા વધારે થઇ બાળકોના મરણ ઓછાં થશે તે દહાડો આનંદ ઉત્સવનો થશે. જો આપણે બધા ચિવટથી આ સવાલ હાથમાં લેઇશું તો તે સારો દહાડો આંવવાને વાર લાગશે નહીં એમ મારૂં દ્રઢ માનવું છે.

પરમેશ્વર આંપણા આગેવાનોના, દાક્તરો ને વૈદ્યોના, ને ભણેલા સ્ત્રી પુરૂષોના મનમાં આ પવિત્ર કાર્યમાં મદદ કરવાની પ્રેરણા ઉત્પન્ન કરે એવી તેને પ્રાર્થના કરી આ મારૂં ભાષણ પુરૂં કરૂં છું.

અમદાવાદ.
માર્ચ ૧૯૧૭

જોસેફ બેનજામીન.